# OUR LORD'S TEACHING

BY

REV. JAMES ROBERTSON, D. D.

---

# આપણા પ્રભુનું શિક્ષણ

અંગ્રેજીમાં મૂળ કર્તા

રેવરેંડ જે. રોબર્ટસન, ડી. ડી.

---

અંગ્રેજી પરથી ભાષાંતર.

---

1925.

પ્રત ૧૦૦૦] [ કિમ્મત ૧૨ આના.

## અનુક્રમણિકા.

# આપણા પ્રભુનો બોધ.

## અધ્યાય ૧.

## તેના શિક્ષણની શૈલી.

સામાન્ય મત પ્રમાણે ઇસુ મહાન શિક્ષક—તેની શૈલી—તેનો ચહેરો, પોષાક, બોલી, અને પ્રભાવ—તેની શિખવવાની રીતનાં આત્મિક રૂપ: (૧) અધિકાર, (૨) કોમળતા, (૩) સખ્તાઈ, (૪) પ્રભુતા — એક અલૌકિક પુરૂષ.

ઇસુ ખ્રીસ્તે આપેલુ શિક્ષણ એવો વિષય છે કે આ જમાનામાં તેનો અભ્યાસ નવેસરથી કરવો તે સઘળા લોકોને ઘટે છે. આ ચાલુ જમાનામાંનાં માણસો ઘણી વાતોની સત્યતા વિષે શક રાખે છે; માટે આવા વખતમાં આપણી તપાસમાં જો એવી કોઇ વાત આપણને મળે કે જે સર્વમાન્ય હોય, તો તેથી ઘણો ફાયદો થાય; અને ખરેખર એવી એક વાત છે, એટલે કે ઇસુ જગતમાં જનમેલો મોટામાં મોટો ધર્મ-બોધક અને નીતિશિક્ષક છે. આપણા જમાનામાં એવા ઘણા લોકો છે કે જેઓ આપણાં વિશ્વાસનામાં માનવાની ના પાડે છે, કારણ કે તેઓ મતમતાંતરની બારિકીઓથી ભરપૂર લાગવાથી તેમને વાંધાભરેલાં જણાય છે, છતાં તેઓ પહાડ પરના ભાષણનો (મા. ૫–૭) અંતઃકરણપૂર્વક સ્વીકાર કરે છે, અને ઇસુનો બોધ સાંભળવાને ખુશી તથા તત્પર છે. હિન્દુસ્તાન જેવા મૂર્તિપૂજક દેશોમાં પણ એવાં ઘણાં માણસો મળી આવે છે કે જેઓ ખ્રીસ્તી મંડળીમાં દાખલ નથી થયાં, છતાં ઇસુને સર્વોત્તમ નીતિબોધક તરીકે તેઓ માન આપે છે. વળી ઘણા ખ્રીસ્તીઓ પણ છે કે જેઓ કહે છે કે આપણે સારૂ સહુથી જરૂરની વાત આ છે કે બીજું બધું શિક્ષણ કોરે મૂકીને ઇસુ દુનિયાનો સર્વોત્તમ ધર્મગુરૂ હતો અને છે, એજ સર્વમાન્ય વાત કબુલ રાખીને તેના એકલાનોજ બોધ નવેસરથી સાંભળવો, અને તેથી કેવાં પરિણામ થાય છે તેજ જોવું.

તેના શિક્ષણનો અભ્યાસ શરૂ કરતાં આપણે પ્રથમ તેનું બહારનું સ્વરૂપ કેવું હતું તેની તપાસ કરીએ. આ ધર્મગુરૂનો દેખાવ કેવો હશે અને તેની બોધ કરવાની ઢબ કેવી હશે, તેનો કંઇક ખ્યાલ કરીએ.

તેના ચહેરાની પ્રતિમા આપણી પાસે નથી; તેની જે છબીઓ છે તેઓ તેના વખત પછી સેંકડો વરસે ચીતરેલી છે, અને જોકે કોઇ કોઇ જમાનાઓમાં તેનું સ્વરૂપ કંગાળ અને ઉદાસ અને બીજા કોઇ જમાનામાં અત્યંત તેજસ્વી ચીતરેલું આપણે જોઇએ છીએ, તોપણ આ ઉપરથી આપણે એટલુંજ સમજવું કે મંડળીની જેવી હાલત, તેવી તે વખતના લોકો ઇસુની પ્રતિમા પાડતા. સુવાર્તાઓમાં આપણે એવું વાંચીએ છીએ કે, પ્રાર્થના કરતી વખત તે પોતાની આંખો આકાશ તરફ ઉંચી કરતો, પીડા જોઇને તે નિસાસા નાખતો, અને ભુંડાઇ જોઇને તે એથી પણ ઉંડા નિસાસા નાખતો; વળી એવું પણ વાંચીએ છીએ કે તેના ચહેરામાં તરેહવાર ફેરફાર થઇ જતા; પણ તેના મુખના દેખાવનું કંઈ પણ વર્ણન તેઓમાં આપેલુ નથી. જેમ ભવિષ્યવાદીઓ અને રાબ્બીઓ પોતાના હોદ્દાનો ખાસ પોષાક પહેરતા, તેવો ખાસ પોષાક તે પહેરતો નહિ, પણ જે પંક્તિના લોકો મધ્યે તે ઉછર્યો હતો તેમાં વપરાતો સાધારણ પોષાક તે પહેરતો. તેનો સાદ તથા બોલવાની ઢબ ઘણુંકરીને હમેશાં શાંત, ગંભીર અને જુસ્સા તથા ઉચાટ વગરનાં હતાં, એવી અટકળ તેની વાતો પરથી તથા વાત કરતી વખતના તેના અંગવિક્ષેપ પરથી કરી શકાય છે; કેમકે હોય સભાસ્થાનમાં, કે હોય પર્વત ઉપર, કે હોય હોડીમાં રહીને કિનારા પરના લોકોને ઉપદેશ કરતો, કે હોય ગમે ત્યાં, તો પણ તે બેઠો બેઠો ઉપદેશ કરતો. પણ કોઇ કોઇ વખતે જ્યારે તેને અસાધારણ લાગણી થતી ત્યારે તે ઉંચે સાદે બોલતો, જેમકે "ઈસુએ ઉભા રહીને ઘાંટો પાડીને કહ્યું" (યોહા. ૭; ૩૭). એક વખત તે બોલતાં બોલતાં ડસકાં ખાવા લાગ્યો અને રડી પડયો (લુક ૧૯; ૪૬); અને કોઇ કોઇ વખત તે એવા ખાસ લાગણી તથા દિલસોજીભર્યાં સાદે બોલતો હતો કે સાંભળનારાઓની યાદદાસ્તમાં તેના શબ્દો એવા તો કોતરાઇ જતા કે અરામી ભાષામાં બોલેલા તેના શબ્દોનો પ્રત્યેક અક્ષર પણ કાયમ રહી ગયો છે (માર્ક ૫; ૪૧ : ૭; ૩૪). તેની દૃષ્ટિ

પ્રભાવશાળી હતી, તે આપણે એ પરથી જાણીએ છીએ કે તેથીજ ભુંડાં માણસોનાં મન પર ભારે અસર થતી; જેમકે માત્ર તેની દૃષ્ટિના પ્રભાવથીજ મંદિરને અશુદ્ધ કરનારા વેપારીઓ તેની આગળથી નાસી ગયા.

આ બાહ્ય લક્ષણોની વાત પૂરી કરીને તેનામાં રહેલાં આત્મિક લક્ષણો તરફ ધ્યાન લગાડીએ. બોધ આપવામાં સહુથી ચિત્તાકર્ષક લક્ષણ એ હતું કે તેને અધિકાર હતો. ગાલીલના લોકોને તેનો ઉપદેશ સાંભળતાં પ્રથમ જે લક્ષણ ધ્યાનમાં આવ્યું તે એજ હતું કે "તે તેઓને શાસ્ત્રીઓની પેઠે નહિ, પણ જેને અધિકાર હોય તેની પેઠે ઉપદેશ કરતો" (માત્થી ૭; ૨૯). શાસ્ત્રીઓ ઉપદેશ કરતા ત્યારે પોતાનું બોલવું ખરૂં છે, તેની ખાતરી કરી આપવાને તેઓ અગાઉ થઇ ગએલા રાબ્બીઓનાં પુસ્તકોમાંથી દાખલા વાંચી સંભળાવતા હતા. પણ ઇસુ કોઇનો આધાર લેતો નથી; વળી તે દલીલ પણ ભાગ્યેજ કરતો. સત્યજ પ્રગટ કરવું બસ છે એવું તે ધારે છે. સત્યનું જ્ઞાન હોવાની તેની પોતાની જે ખાતરી હતી તે સંપૂર્ણ હતી ઇસુની સાથે જેનો મુકાબલો કરી શકાય એવો એકજ ધર્મબોધક પાશ્ચાત્ય દેશોમાં થઇ ગયો છે, તેનું નામ સોક્રેટિસ છે. આ બાબતોમાં તેની અને ઇસુની વચમાં મોટો ફરક પણ માલમ પડે છે. સોક્રેટિસ એમ નહોતો કહેતો કે મને સત્યનું જ્ઞાન પ્રાપ્ત થયું છે, પણ તે એમ કહેતો કે, હું સત્યની શોધમાં છું. પોતાને કંઇ શંકા હોય એવી રીતે ઇસુ કદી બોલતો નહોતો; જે જે બાબતનું તે વિવેચન કરે છે તે પ્રત્યેક બાબત સંબંધી તે ખાતરીપૂર્વક બોલે છે, અને તે હમેશાં સાધિકાર બોલે છે, જેમકે "હું તમને કહું છું," અથવા "હું તમને ખચિત કહું છું," અથવા "વળી, હું તમને કહું છું." જુના કરારના લેખો જેઓ વિષે તે પોતે કહે છે કે તેઓ "રદ કરી ન શકાય," તેમજ "હુ તેને રદ કરવાને નહિ પણ પૂરા કરવાને આવ્યો છું," તે કરારનાં વચનોના જેવાં તે પોતાનાં વચનો ગણે છે. પહાડ પરના ભાષણમાં તે જુના કરારમાંની કેટલીક આજ્ઞાઓ ફરી યાદ કરાવીને પોતાનાજ અધિકારથી તે તે આજ્ઞાઓમાં વધારો અને વળી સુધારો પણ કરે છે, જેમકે "હત્યા ન કર, એમ પુરાતન કાળમાં લોકોને કહેલું હતું, એ તમે સાંભળ્યું છે. પણ હું તમને કહું છું કે જે કોઇ પોતાના ભાઇ-

પર અમથો ક્રોધ કરે છે……તે અપરાધી ઠરવાના જોખમમાં આવશે." "તું જુઠા સમ ન ખા, એમ પુરાતન કાળમાં લોકોને કહેલું હતું, એ તમે સાંભળ્યું છે. પણ હું તમને કહું છું કે, કંઇજ સમ ન ખાઓ." "આંખને બદલે આંખ, ને દાંતને બદલે દાંત એમ કહેલું હતું, એ તમે સાંભળ્યું છે; પણ હું તમને કહું છું કે, જે ભુંડો હોય, તેની સામા ન થાઓ" (માત્થી ૫; ૨૧થી). તે કહે છે ખરો કે "મારો બોધ તો મારો પોતાનો નથી, પણ જેણે મને મોકલ્યો તેનો છે," અને "જે વાત તમે સાંભળો છો તે મારી નથી, પણ બાપ જેણે મને મોકલ્યો છે તેની છે" (યોહા. ૭; ૧૬ : ૧૪; ૨૪). પણ આવી "પ્રૌઢ નમ્રતા" દર્શાવ્યા છતાં ધર્મ વિષેનો તેનો જે સંપૂર્ણ અધિકાર હતો તેને તેથી ઉની આંચ પણ આવતી નથી.

હવે ઇસુની બોધ કરવાની રીતનાં બીજાં બે લક્ષણો છે તે સાથે ધ્યાનમાં લઇએ. સાથે લેવાનુ કારણ એ છે કે પ્રથમ તેઓ એકબીજાથી છેક ઉલટાં જણાય છે, અને બીજું કારણ એ છે કે બન્ને લક્ષણો એકજ માણસમાં એટલા બધા ઉંચ પ્રમાણમાં માલમ પડે એ અજબ જેવું છે. તે લક્ષણો આ છે કે, કોમળતા (કે માયાળુપણું) અને સખ્તાઇ. નીચેનાં વચનોમાં કેટલી બધી કોમળતા દેખાય છે:–"દીકરી, હિમ્મત રાખ, તારા વિશ્વાસે તને સાજી કીધી છે" (માત્થી ૯; ૨૨). "ઓ નાની ટોળી, બિઓ મા, કેમકે તમને રાજ્ય આપવાની તમારા બાપની ખુશી છે" (લુક ૧૨; ૩૨). "તમારાં મનોને ગભરાવા ન દો; તમે દેવ પર વિશ્વાસ કરો, મારા પર પણ વિશ્વાસ કરો. મારા બાપના ઘરમાં રહેવાનાં ઠેકાણાં ઘણાં છે……હુ તો તમારે કાજે જગ્યા તૈયાર કરવાને જાઉં છું" (યોહા. ૧૪; ૧, ૨). દુઃખિતોને બોલેલાં તેનાં વચનોમાં, તથા રોગીઓને સાજાં કરવાનાં તેનાં કામોમાં તેની કોમળતા હમેશાં જણાઇ આવે છે. બાળકોને ઉંચકી લઇ તેમને પોતાની છાતી સાથે ચાંપી આશીર્વાદ દેવામાં, અને બેઆબરૂ તથા બદનામ થએલા લોકોનાં પણ મન તેના તરફ આકર્ષવામાં તેના એ ગુણ પ્રત્યક્ષ દેખાઇ આવે છે: "હવે તેનું સાંભળવા સારૂ સઘળા દાણીઓ તથા પાપીઓ તેની પાસે આવતા હતા" (લુક ૧૫; ૧).

પણ આ લક્ષણની જોડાજોડ તેણે વાપરેલી સખ્તાઇને પણ આપણે મૂકવી જોઇએ. ઘણી વાર તેણે પોતાના શિષ્યોને કેટલા સખત ઠપકા દીધા! જેમકે શિષ્યોમાં સૌથી જે અગ્રેસર તેને તેણે એવો ઠપકો આપ્યો કે, "અરે શેતાન, મારી પછવાડે જા; તું મને ઠોકરરૂપ છે" (માત્થી ૧૬ ; ૨૩). વળી બીજા એક શિષ્ય વિષે તે બોલ્યો કે, "શું મેં તમ બારને પસંદ નહોતા કીધા? પણ તમારામાંનો એક જણ તો શેતાન છે" (યોહા. ૬ ; ૭૦). ફરોશીઓ વિષે ઘણી વખત અને વિશેષે કરીને તેના છેલ્લા જાહેર ભાષણને વખતે તેણે કેટલાં બધાં સખત વચનો વાપર્યાં હતાં! તેમાં વારંવાર તે આવાં વેણ બોલે છે કે, "ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ!" (માત્થી ૨૩). આ ભાષણ કઠોર ને તુચ્છકારની લાગણીથી ભરપૂર છે, અને ઇસુની બોલેલી બીજી બધી વાતોના કરતાં આ ભાષણમાં તેની લાગણી વધારે ઉશ્કેરાએલી અને ક્રોધી જણાય છે. વળી ઇશ્વરના આખરના ન્યાયચુકાવ વિષે ઇસુ જે બોલે છે તેમાં જે અત્યંત સખ્તાઇ તેણે વાપરી છે તે વિષે આપણાથી બેદરકાર રહેવાય, એમ નથી; તે એમ કહે છે કે, "તેઓનો કીડો મરતો નથી, ને અગ્નિ નથી હોલવાતો" (માર્ક ૯ ; ૪૮). વળી તે આવા શબ્દો પણ ઉચ્ચારે છે કે, "ઓ શાપિતો, સર્વકાલિક અગ્નિમાં તમે મારી આગળથી [જાઓ]" (માત્થી ૨૫ ; ૪૧). તેનાં સર્વ વચનોમાં એકસરખી ગંભીરતા માલમ પડે છે; તે મિલનસાર, કૃપાળુ અને અત્યંત દયાળુ હતો, છતાં તેના મુખમાંથી કોઇ પણ વખત એવો એકે શબ્દ નીકળેલો નથી કે જેને આપણે રમુજી કે હાસ્યકારક કહી શકીએ.

ઇસુનાં ઘણાં વચનો હજી બાકી રહ્યાં છે, ને તેમની ઢબ એવી છે કે તેની સંજ્ઞાને માટે જે શબ્દો આપણે અત્યાર સુધી વાપર્યા છે તેના કરતાં કોઇ બીજો ચઢીઆતો શબ્દ વાપરવાની જરૂર છે, એટલે જે વચનોમાં અધિકાર સમાએલો છે એટલુંજ નહિ પરંતુ અલૌકિક ગૌરવ પણ સમાએલું છે. એવાં વાકયોમાંનું એક એ છે કે, "ઓ વેતરૂં કરનારાઓ તથા ભારથી લદાયલાઓ, તમે સઘળા મારી પાસે આવો ને હું તમને વિસામો આપીશ" (માત્થી ૧૧ ; ૨૮). આ વચનમાં તેની કૃપા તથા પરાક્રમનું મહાત્મ્ય કેવું જણાઇ આવે છે! વળી નીચેનું બીજું વચન પણ કેવું બુલંદ

છે કે, "જો કોઇ તરસ્યો હોય, તો તે મારી પાસે આવીને પીએ" (યોહા. ૭; ૩૭); અને તેનાં પોતા વિષેનાં વચનો પણ કેવાં બુલંદ છે! જેમકે, "હું જીવનની રોટલી છું;" "હું જગતનું અજવાળું છું;" "હું પુનરૂત્થાન તથા જીવન છું;" "હરેક જે સત્યનો છે, તે મારી વાણી સાંભળે છે" (યોહા. ૬; ૩૫ : ૮; ૧૨ : ૯; ૨૫ : ૧૮; ૩૭). આ વચનોને કેટલાક લોકો રદ કરે છે અને તેનું કારણ બતાવે છે કે આ શબ્દોમાં એટલી બધી પતરાજી સમાએલી છે કે એવાં વચનો ઈસુ કદી બોલે નહિ. પણ આ તેમનો મત સમસ્ત ખ્રીસ્તી મંડળીના મતની વિરૂદ્ધ છે; કેમકે શરૂઆતથી ઘણાખરા ખ્રીસ્તીઓ એકમતે કબુલ કરે છે કે, ઇસુને એ વચનો બોલવાનો અધિકાર હતો, અને બીજાઓને જે કહેવાનું નહિ ઘટે તે તેને ઘટે છે.

ત્યારે હવે કેવળ તેના શિક્ષણની શૈલી તથા ઢબનો વિચાર કર્યાથી શું આપણને એવી લાગણી કયારની થઇ નહિ હોય કે આ અધ્યાયની શરૂઆતમાં ઈસુ વિષે આપણે જે વાત કબુલ કરી હતી તે કરતાં આપણે કંઇક વધારે માન્ય કરવું જોઇએ? તેને સર્વોત્તમ ધર્મ-ગુરૂ કહીએ તેટલુંજ બસ નથી. તે ધર્મઝનુની તેમજ પોતા વિષે ભુલાવો ખાનાર હતો, એમ માનીને તેને ધર્મોપદેશક કહેવોજ નહિ; નહિ તો તેને એ કરતાં કંઇક વધારે મોટું નામ આપવું ઘટે છે. કેમકે આ દુ:ખ તથા પાપથી ભરપૂર દુનિયામાં કોઇ પણ એવો માણસ નથી કે જે ખરેખર એમ કહી શકે કે, "ઓ વેતરૂં કરનારાઓ તથા ભારથી લદાયલાઓ, તમે સઘળા મારી પાસે આવો, ને હું તમને વિસામો આપીશ"; અથવા અતૃપ્ત માણસોને એવી આશા આપી શકે કે, "જો કોઇ તરસ્યો હોય, તો તે મારી પાસે આવીને પીએ." જે કોઇ આવું બોલી શકે એવો મહાન્ હોય, તેનું પરાક્રમ માનસિક શક્તિની બહાર છે, એવું કબુલ કરવું પડે છે. ઇસુને કઇ પદવી આપવી ઘટે છે એ વાત પડતી મૂકીને તે પોતા વિષે કેવું શિક્ષણ આપતો, તે હવે પછી આપણે જોઇશું. તોપણ તેનાં વચનોનો ઉંડો અભ્યાસ જો કરવા જઈએ, તો થોડીજ વારમાં આપણને ખાતરી થશે કે શરૂઆતમાં આપણે તેના વિષે જે વાત કબુલ કીધી હતી, એટલે કે તે કેવળ સર્વોત્તમ ધર્મોપદેશક છે ને બીજા માણસ જેવો તે પણ માણસજ છે, તે વાત પૂરતી કહેવાયજ નહિ.

## अध्याय २.

# તેની બોધ કરવાની પદ્ધતિ.

પદ્ધતિની આવશ્યકતા—ઇસુનો બોધ (૧) મ્હોડેનો, (૨) સમયાનુસાર, (૩) શ્રોતાજનોને અનુકૂળ, (૪) લોકપ્રિય, પણ ગૂઢ અને સાર્વજનિક હતો; તેના બોધની લોકપ્રિયતાનાં કેટલાંક કારણો—(अ) સાદી ભાષા, (ब) દાખલાઓ, (क) સાદૃશ્યતા, (ड) કહેવતરૂપી સંક્ષેપ— (૫) તેના બોધમાં ઘણી વાર ઉલટાસુલટા અર્થો સમાએલા, આનાં કારણો—(૬) તેના બોધની અપૂર્ણતા; માણસો જેમ જેમ સમજતા જાય તેમ તેમ તે વધુ ખુલાસાથી બોધ આપતો જતો હતો.

દરેક પ્રખ્યાત સત્યબોધકની રીતિ કે પદ્ધતિમાં કાંઈક આકર્ષક લક્ષણ જણાય છે. બોધ કરવાની રીતિ એટલી બધી કામની થઇ પડે છે અને સત્યના પ્રસારને એટલી તો સાહ્યભૂત થઈ પડે છે કે આપણે વારંવાર જોઈએ છીએ કે, બોધકને ફતેહમંદ થવાનું મુખ્ય કારણ તે તેની સત્ય પ્રગટ કરવાની રીતિમાં સમાએલું છે. એ ઉપરથી આપણે કહી શકીએ છીએ કે ઇસુની બોધ કરવાની રીત પણ આપણને ઘણી અભ્યાસ કરવા લાયક થઇ પડશે. તે રીતિ પૂરેપૂરી સમજવી અથવા તેનાં બધાં કારણો શોધી કહાડવાં, એ મુસ્કેલ છે; તથાપિ તે વિષે આપણે જે કાંઇ સમજી શકીએ તે આપણને શિક્ષણ લેવા લાયક થયા વગર રહેશે નહિ.

પહેલવહેલાંજ આપણે જોઇએ છીએ કે આ મહાન્ ધર્મબોધકનાં ભાષણો લખેલાં નહોતાં. તે પોતાની પાછળ કોઇ પણ પુસ્તક મૂકી ગયો નથી. તેનો બોધ પ્રથમથી તે આખર સુધી મ્હોડેનોજ હતો. તે પોતાની વાતો ગાલીલની ચારે તરફ વાયુની પેઠે ફેલાવા દેતો, અને તે સંઘરીને અભણ ગામડીઆઓ પોતાની યાદદાસ્તમાં રાખી મૂકતા. આ ઉપરથી આપણે એક પળવાર પણ એવો શક નહિ લાવવો કે પોતાનો બોધ મનુષ્યો મધ્યે કાયમ રહેવાની તેણે વકી નહિ રાખી હોય. તેણે પોતે કહ્યું હતું કે, "આકાશ તથા પૃથ્વી જતાં રહેશે, પણ મારી વાતો જતી રહેશે નહિ" (માત્થી ૨૪; ૩૫). તેણે કંઇ પણ લખી લીધું નહોતું, તેથી આ તેની સંપૂર્ણ ખાતરી આપણને વધારે અજાયબી પમાડે છે.

વળી ઇસુની બોધ કરવાની રીતિ નિયમસર કે કોઇ વિદ્વાનના જેવી નહોતી. કોઈ પણ વિશ્વાસનામા અથવા ધર્મસિદ્ધાન્ત કે ઇશ્વરતત્ત્વજ્ઞાન સાથે જો આપણે તેની બોધ કરવાની રીતિ સરખાવીએ તો તરત આપણને માલમ પડશે કે તે બેમાં કેટલો બધો ફેર છે. એથી ઉલટો તેનો બોધ પ્રસંગાનુસાર હતો. જેવો પ્રસંગ, જેવો વર્ગ, જેવી જરૂર, તેવો તેનો બોધ હતો. માટે તેનું એક લક્ષણ એવું હતું કે તે સમયસૂચક હતો. તોપણ આ ઉપરથી આપણે એમ નહિ સમજવું કે તેનો બોધ માનવા લાયક નહિ હોય. સમરૂની સ્ત્રીની સાથે ઇસુએ જે વાતચિત કીધી તે પ્રસંગોપાત્તજ હતી; તેમ છતાં પણ નીચેના જે શબ્દો આવે છે તેઓ કેવા માનનીય છે, કે "દેવ આત્મા છે, ને જેઓ તેને ભજે છે, તેઓએ આત્માથી તથા સત્યતાથી ભજન કરવું જોઇએ" (યોહા. ૪; ૨૪).

વળી ઇસુના બોધના આ સમયસૂચકતાના લક્ષણની સાથે તેના જેવુંજ બીજું એક લક્ષણ જોવામાં આવે છે તે એ કે, તેનો બોધ હમેશાં શ્રોતાજનોને અનુકૂળ પડે એવો હોય છે. આવા લક્ષણની ખામી હોવાને લીધે આધુનિક જમાનામાં થતાં બોધભાષણો નિષ્ફળ નીવડે ઇસુના બોધમાં આ લક્ષણ પ્રસિદ્ધ છે. જોકે ઇસુનો હેતુ એ હતો કે પોતાનો બોધ સાર્વત્રિક થાય, તોપણ તે પ્રત્યક્ષ રીતે યહુદીઓને ને વિશેષે કરીને તે વખતના યહુદીઓને લાગુ પડતો હતો, જેમકે, "શાસ્ત્રીઓ તથા ફરોશીઓના ન્યાયીપણા કરતાં જો તમારૂં ન્યાયીપણું વધારે ન હોય, તો આકાશના રાજ્યમાં તમે નહિજ પેસશો" (માત્થી ૫; ૨૦). તેના શ્રોતાજનો જુનો કરાર જાણતા તથા માનતા હતા, એમ ધારીને તે બોધ કરતો હતો; અને જે ભૂલો તથા ક્રિયાઓ તથા ઢોંગની વિરૂદ્ધ તેણે સખત ટીકા કરી તે તે જમાનાનાં તથા દેશનાં હતાં. આપણા જમાનાના લોકોને ઇસુનો બોધ પહેલાંના જેવો અસરકારક જણાય છે, તે ઉપરથી એવું સાબિત થાય છે કે, જે બોધ એક જમાનાના પ્રસંગોને તથા શ્રોતાજનોને બરાબર લાગુ પડતો હોય તેજ બોધ પાછલા બધા જમાનાઓના લોકોને બોધદાયક થઇ શકે.

ઇસુનો બોધ તેના શ્રોતાજનોને અનુકૂળ પડતો હતો તેમજ સર્વે જમાનાના સર્વે જનોને તે લાગુ પડે છે, એ બેવડા લક્ષણનું એક કારણ

તો એ છે કે તેનો બોધ લોકપ્રિય હતો. 'લોકપ્રિય' શબ્દ અમે કંઇ ખોટા અર્થમાં નથી વાપરતા, એટલે એમ કહેવા નથી માગતા કે કોઇ વક્તાની પેઠે તેનો હેતુ લોકોનાં મન રંજન કરવાનો કે તેમની ખુશામત કરવાનો હતો. તેનો બોધ એવો હતો કે સાધારણ લોકો પણ તે બરાબર સમજી શકે, અને "બધા લોક ખુશીથી તેનું સાંભળ્યું" (માર્ક ૧૨; ૩૭), એનું કારણ એ છે કે જે સત્ય તથા ન્યાય દરેક માણસ, હોય તવંગર કે ગરીબ, હોય વિદ્વાન કે અવિદ્ય, તોપણ આપોઆપ પારખી શકે તેને આધારે તે તેઓને આકર્ષવા માગતો હતો; બીજા બધા ધર્મ-બોધકો કરતાં તે વિશેષ એમ કરતો. દરેક માણસમાં કંઇક એવું છે કે જે ઇશ્વરી સત્યની સાક્ષી પુરે છે, અને તે તું માન્ય કરે છે કે કેમ, એવો તે દરેકના મનમાં સવાલ ઉભો કરે છે. આ કારણથી ઇસુના બોધની ભાષા હમેશાં સાદી, પણ તેનો અર્થ ઉંડો. વેન્દત્ સાહેબ કહે છે કે, "સાધારણ લોકો સમજી શકે, અને વળી અર્થ બહુ બહોળો તથા ઉંડો હોય, એ બેવડું લક્ષણ ઇસુના બોધમાં ઉચા પ્રમાણમાં મળે છે." અને તેથી રૂચિપરત્વે તેનું ભાષણ એટલું વિસ્તારવાળું છે કે તે મહા વિદ્વાન્ લોકોને તેમજ અતિ સાધારણ બુદ્ધિના લોકોને અનુકૂળ થઇ પડે છે. તેનો બોધ લોકપ્રિય તેમજ સાર્વત્રિક પણ હતો.

સાધારણ લોકો સમજી શકે એવો તેના બોધમાં જે ગુણ છે તેને સરળ ભાષા અને ઘટતાં દષ્ટાંતો તથા બંધબેસતી ઉપમાઓના જાથુ વપરાસથી ઘણો ટેકો મળે છે. સંસારવ્યવહારમાં દરરોજ બનતા દાખલા લઇને ઇસુ પોતાનો બોધ લોકોના મનમાં એવી રીતે ઠસાવી દેતો કે તે ભૂલાયજ નહિ, તેમ તે વિષે ગેરસમજ પણ ન થઈ શકે, એ બધાંને યાદ હશે, જેમકે કોઇને ઠપકો આપતાં જે કડવાં વચનો વાપરવામાં આવતાં ("રાકા," "અરે મૂર્ખ," ઈ.) તે, વેદી આગળ દાન લાવવાની વાત તે, ને એવા એવા બીજા ઘણા દાખલા તે વાપરતો. અને તેથી જોકે ઘણીવાર તેનું દાખલારૂપ શિક્ષણ સંક્ષેપમાં આપેલું હતું, તોપણ તેનો અર્થ ઘણોજ સ્પષ્ટ ને બહોળો હતો; જેમકે "શિષ્યને નામે જે કોઇ આ નાનામાંના એકને માત્ર ટાઢા પાણીનું પ્યાલું પીવાને આપશે, તેનું ફળ તે નહિજ ખોશે" (માત્થી ૧૦; ૪૨). સુવાર્તાઓના દરેક

પૃષ્ટમાં આપણે જોઇએ છીએ કે ઇસુ ઘણી વાર ઉપમાઓ પણ વાપરતો હતો. દાખલા તરીકે દૃષ્ટાંતો તરત યાદ આવે; એના જેવાં દૃષ્ટાંતો બીજા કોઇ ધર્મબોધકે કે કોઇ પણ ગ્રંથકારે વાપરેલાં નથી, પણ તે સિવાય તે જાથુ ટુંક ઉપમાઓ લાક્ષણિકરૂપે વાપરીને પોતાના બોધને સ્પષ્ટ કરે છે, તથા બધાંની યાદદાસ્તમાં ઠસાવી દે છે. તે દેશ તથા સમયની સાધારણ વસ્તુઓ તથા કામધંધા લઇને તે પોતાના બોધનો આત્મિક અર્થ સમજાવવાને વાપરતો હતો, જેમકે, પક્ષીઓ, ખેતરમાંનાં ફૂલો, ઘેટાંપાળક તથા ઘેટાં, ખેડતા અથવા ઢોર ચરાવતા દાસો, દીવી પરનો દીવો, પોતાનાં બચ્ચાંને પાંખો નીચે રાખનાર મરઘી, વગેરે. આપણે ઇસુનો બોધ વાંચીએ છીએ ત્યારે તેમાં ઠેકાણે ઠેકાણે દૃષ્ટાંતો, અલંકારો, ઉપમાઓ અને દાખલાઓ આપણા જોવામાં આવે છે. અને તેઓ એવાં બંધબેસતા, તથા શિક્ષણની સાથે સરખાવતાં એવાં તો ગૌણ છે કે વાંચનારનું ધ્યાન તેમની તરફ ન ખેંચાતાં બોધવિષયની તરફ ખેંચાય છે. તેની વાતોનો ઉચ્ચ તથા બહોળો અર્થ, જે વિષે અમે અગાઉ બોલી ગયા, તે અર્થ માત્ર બોધવિષયની મહત્તાથી પ્રાપ્ત થાય છે એમ તો નહિ, પણ તેનું બીજું એક કારણ એ પણ છે કે ટુંકાં વાક્ય વડે ને ઘણી વખત કહાણીરૂપે તથા વિરૂદ્ધાર્થદર્શક વાક્યરૂપે તે મહાન સત્ય દર્શાવી દેતો. જેમકે "વિશ્રામવાર માણસને અર્થે થયો, માણસ વિશ્રામવારને અર્થે નહિ" (માર્ક ૨; ૨૭). "જે માપથી તમે માપી આપો છો તેથી તમને માપી અપાશે" (માર્ક ૪; ૨૪). "જે મારા પક્ષનો નથી તે મારી વિરૂદ્ધ છે; અને જે મારી સાથે સંગ્રહ નથી કરતો, તે વેરી નાખે છે" (માત્થી ૧૨; ૩૦). "જે કોઇ પોતાને ઉંચો કરે છે તે નીચો કરાશે; ને જે પોતાને નીચો કરે છે તે ઉંચો કરાશે" (લુક ૧૮; ૧૪). આ બધાં લક્ષણો સાથે હોવાથી તેનો બોધ લોકપ્રિય, યાદદાસ્તમાં ઠસી જાય એવો, તથા અત્યંત બોધદાયક જણાય છે.

તેની બોધ કરવાની રીતિમાં બીજું એક લક્ષણ એ છે કે તે ઘણીવાર જાણીજોઇને પોતાની વાતો એવા રૂપમાં પ્રગટ કરતો હતો કે તેઓ આપણને અચંબાકારક, માર્મિક ને કોઈ વખત અશક્ય પણ લાગે છે.

જેમકે, લુકની સુવાર્તામાં તેના પહાડ પરના ભાષણની શરૂઆત કેવી અજાયબ છે—"ઓ દરિદ્રીઓ, તમને ધન્ય છે; કેમકે દેવનું રાજ્ય તમારૂં છે!" "તમ શ્રીમંતોને અફસોસ છે! કેમકે તમે તમારો દિલાસો પામ્યા છો" (૬; ૨૦, ૨૪). આ વચનો તેના યહુદી શ્રોતાઓને વિશેષ અચંબાકારક લાગતાં હતાં, કેમકે તેઓ એમ માનતા હતા કે ધન તો ઇશ્વરકૃપાનું ચિહ્ન છે. વળી નીચેનાં વચનો કેવાં ઉલટાસુલટા અર્થનાં દેખાય છે—"હું ન્યાયીઓને નહિ, પણ પાપીઓને તેડવા આવ્યો છું" (માર્ક ૨; ૧૭). "જે કોઇ મારે લીધે પોતાનો જીવ ખોશે તે તેને બચાવશે" (માત્થી ૧૬; ૨૫). "જો કોઇ મારી પાસે આવે, ને પોતાના બાપનો તથા માનો તથા વહુનો તથા છોકરાંનો તથા ભાઇઓનો તથા બહેનોનો, હા, પોતાના જીવનો પણ દ્વેષ ન કરે તો તે મારો શિષ્ય થઇ શકતો નથી" (લુક ૧૪; ૨૬). વળી આ નિયમ કેવો અશકય લાગે છે--"જે કોઇ જોરાવરીએ તને એક ગાઉ લઇ જાય, તેની સાથે બે ગાઉ જા" (માત્થી ૫; ૪૧).

આ લક્ષણ કેવું ઉત્તમ છે તે જો આપણે સમજવા માગતા હોઇએ તો યાદ રાખવું કે, નવી સત્ય વાતો શિખવનાર દરેક ધર્મોપદેશકને એક મોટી નડતર એ છે કે, જે વાતો તે શિખવે છે તે વાતો તેના શ્રોતાઓ ન જાણતા છતાં પણ વખતે એમ ધારે કે અમે તે જાણીએ છીએ. તે સમયના યહુદીઓ એમ માનતા હતા કે દેવના રાજ્યની વાત વિષે અમે જાણીએ છીએ, પણ એ તો તેઓની મોટી ભૂલ હતી. તેઓનું ધારવું એવું હતું કે સંસારી ઉન્નતિ તે એ રાજ્યની મુખ્ય વાત છે, અને અમે ઈબ્રાહીમના વંશજો હોવાથી એ રાજ્યના અમે ખરા હકદાર છીએ. એવા લોકોની પાસે લાંબા વખતથી મનમાં ઠસી રહેલી વાતો વિસારે મૂકાવવી તે દરેક ધર્મોપદેશકને નડતી એક મોટી મુશ્કેલી છે, કેમકે એકી વખતે તેણે તેમને નવું શિખવવાનું, તથા જુનું ભૂલાવી દેવાનું છે. હવે ઇસુનાં વચનોનું વારંવાર અજાયબ જેવું તથા વિપરીત રૂપ તે એમ કરાવવા માટે બહુ બંધબેસતું હતું. એથી તેઓ જે જે માનતા આવ્યા હતા તે વિષેની તેમની ખાતરીને ધાકો પહોંચતો હતો. વળી એથી તેઓ એમ પણ માની શકે કે અમને તે જે શિખવવા માગે છે તે તો અમે કયારનાએ જાણતા હતા;

તેમજ તેઓનાં મન નવેસરથી વિચાર કરવાને ઉશ્કેરાતાં હતાં, અને તેઓની આગળ માર્મિક પ્રશ્નો રજુ કરવામાં આવતા, કે જે વિષે વિચાર કરવાથી તેમને ફાયદો થવાનો સંભવ હતો.

વળી ઈસુના રાજ્યના બંધારણ તથા હેતુઓ પ્રમાણે એકલા યહુદીઓને નહિ પણ સર્વ મનુષ્યોને માટે એક ઘણી અગત્યની વાત એ છે કે તેમનાં મનમાં નીતિ સંબંધી વિચાર કરવાની ઇચ્છા જાગૃત થાય તથા કેળવાય.

નીતિનો બોધ આપવામાં ઇસુનો પ્રધાન હેતુ એ નહોતો કે તેઓ સારાં કૃત્યો કરે, પણ તેઓ સારાં માણસો થાય એ હતો, અને રફતે રફતે તેઓનો આત્મિક ભાવ કેળવાઇને તેના જેવોજ થાય. હવે આ હેતુ પાર પડે માટે એ જરૂરનું છે કે માણસનાં અંતઃકરણને ભલુંભુંડું પારખવાનો મ્હાવરો થાય. મનુષ્યોને સત્યની શોધ કરવાનો મ્હાવરો થાય, અને જેમ જેમ તેઓ વધારે આતુરતાથી તેની શોધ કરતા જાય તેમ તેમ તેઓ તે વિષે જાણીતા થાય, તે તેઓને માટે ફાયદાકારક છે. એથી તેઓની સત્ય વિષેની કાળજી પરખાય છે, અને જેમ જેમ તેઓ તે વિષેના જ્ઞાનમાં વૃદ્ધિ પામતા જાય છે તેમ તેમ તેઓની તે પરની પ્રીતિ પણ વધતી જાય છે. સત્યની શોધ કરવાથી સત્યનું જ્ઞાન પ્રાપ્ત થાય છે એટલુંજ નહિ પણ માણસનો સ્વભાવ પણ સુધરે છે. એ માટે આપણા પ્રભુનાં ઘણાં બોધવચનો એવી રીતે કહેલાં છે કે તેઓ સાંભળનાર તેમજ વાંચનારના મનમાં જાતજાતના વિચાર ઉભા કરે છે, અને તે બોલવાનો હેતુ જેટલે દરજ્જે સત્ય પ્રગટ કરવાનો તેટલેજ દરજ્જે નવા વિચાર ઉત્પન્ન કરવાનો પણ હતો. તેઓ અચંબાકારક, વિપરીત તથા ભેદભરેલાં જણાય છે, અને તેમને સાચાં માનવાની મુશ્કેલીથી માણસનું મન વિચાર કરવાને ઉશ્કેરાય છે. તેઓની મનોવૃત્તિ શોધ કરવા તરફ તથા આગળ વધવા તરફ વળતી જાય છે. જેમકે, ધનવાન માણસ તથા લાજરસ વિષેના દૃષ્ટાંતમાં આપણે એમ વાંચીએ છીએ કે, "તારા જીવનમાં તું તારાં સારાં વાનાં પામ્યો, ને એમજ લાજરસ નરસાં વાનાં પામ્યો; પણ હમણાં અહિં તે દિલાસો પામે છે, અને તું વેદના ભોગવે છે" (લુક ૧૬; ૨૫). બાહ્ય રીતે આ વાક્ય એવું

શિખવતું લાગે છે કે મુઆ પછી પરમેશ્વરના ન્યાયકરણનો નિયમ એ છે કે, માણુસની પૃથ્વી પરની સ્થિતિ ઉલટાવી નાખીને અગાઉના દ્રવ્યવાનને કંગાલ હાલતમાં અને અગાઉના કંગાલને દ્રવ્યવાનની હાલતમાં તે લાવે, અને કેટલાક લોકો એવું કહે છે પણ ખરા કે ઇસુનું શિખવવું પણ એમજ છે. પણ એવો વિચાર તો ખરેખર મૂર્ખાઇભરેલો છે. ઇસુનો હેતુ તો એ છે કે પરલોકમાં જે મહાભારત તથા અણુધાર્યા ફેરફાર જરૂર થવાના છે તે વિષે માણુસો ગંભીર રીતે વિચાર કરવાને જાગૃત થાય. વળી નીચેનાં વચનો જુઓ: "જે કોઇ તમારા ગાલ પર તમાચો મારે, તેની ગમ બીજો પણ ફેરવ;" "જે કોઇ જોરાવરીએ તને એક ગાઉ લઈ જાય તેની સાથે બે ગાઉ જા;" "જે કોઇ તારી પાસે માગે તેને તું આપ, ને તારી કને જે ઉછીનું લેવા ચાહે છે, તેનાથી મ્હો ન ફેરવ" (માત્થી ૫; ૩૯, ૪૧, ૪૨). આ આજ્ઞાઓનો અમલ અક્ષરેઅક્ષર અર્થ પ્રમાણે કરવાની ફરજ છે એમ તો નહિ, કેમકે કદાપિ કોઈ અક્ષરશઃ અર્થને વળગી રહેનાર દોઢડાહ્યો વકીલ તો ખરેખર બીજો ગાલ ધરી શકે, પણ એ વચનોની મહા પ્રબળ અસર આમાં રહેલી છે કે, વેર કેવી રીતે મુકી દેવું, પોતાના હક કેવી રીતે જતા કરવા, અને ભુંડાઓની સાથે કેવા રીતે પ્રીતિમાં રહેવું તે વિષે વિચાર કરવાને ખ્રીસ્તીઓનાં મન તેઓ જાગૃત કરે છે. એ વચનોનો હેતુ એવી રીતે પૂરો થાય છે કે, એઓ આપણી આગળ નૈતિક સવાલો રજુ કરીને તેમનો ખુલાસો સમજવાને આપણું મનને વિચારમાં તલ્લીન કરી નાખે છે. તેમનું પ્રયોજન એ છે કે, માનવી બુદ્ધિને લાચાર બનાવીને અંતઃકરણની લાગણી જાગૃત કરવી. જેટલે દરજ્જે તેઓ નિયમ તરીકે અશકય તથા પોકળ લાગે છે, તેટલે દરજ્જે તેઓ માનવવર્તનનાં ધોરણોજ વિશેષ સ્પષ્ટ રીતે દર્શાવે છે.

ઇસુની રીતનું બીજું એક લક્ષણ એ હતું કે બોધ કરતાં શ્રોતાજનોની સહનશક્તિની હદ સાચવીને તે કેટલીક વાતો પાછી રાખતો, અને જેમ જેમ તેમની સાંભળવાની શક્તિ વધતી જાય તેમ તેમ તે પોતાના બોધને પ્રફુલ્લિત રૂપમાં ખીલવતો: "હજી ઘણી વાતો મારે તમને કહેવાની છે, પણ હમણાં તે તમે ખમી શકતા નથી" (યોહા. ૧૬;

૧૨). શ્રોતાજનો એવી વાતો સ્વીકારવાને તૈયાર નહિ થાય, ત્યાં સુધી તે તેમનાથી ઘણી વાતો પાછી રાખતો. આનો એક ધ્યાનમાં રાખવા જેવો દાખલો એ છે કે, તેણે મસીહ હોવાનો પોતાનો હક બહુ મુદત સુધી પ્રગટ કર્યો નહિ. તે સાધારણ રીતે પોતાને "માણસનો દીકરો" કહેતો હતો. આ નામ લોકોમાં મસીહને માટે વાપરવામાં નહોતું આવતું. તેણે પોતાનો ખરો હોદ્દો જાહેર કરવામાં વાર લગાડી તેનું કારણ એ હતું કે મસીહ વિષેની તે લોકોની આશા બહુજ ઐહિક હતી. તેઓ એવી આશા રાખતા હતા કે મહાન્ જહાંગીરી રાજા તરીકે મસીહ આવશે, અને યહુદીઓને આગળ પડતી પ્રજા બનાવશે. આ પરથી સ્પષ્ટ સમજી શકાશે કે જો ઇસુએ શરૂઆતમાંજ ખુલ્લી રીતે એવું જાહેર કીધું હોત કે હું મસીહ છું, તો લોકો તેનો કહેવાનો ખરો અર્થ બિલકુલ સમજત નહિ. એમ જો તેણે કીધું હોત, તો મસીહ નામનો ઇસુ જે અર્થ સમજતો હતો, તેથી જુદોજ અર્થ લોકો સમજત. એ માટે કેટલીક મુદત સુધી જાણેકે અપ્રસિદ્ધ રહીને લોકો મધ્યે કામ કરવાનું તેણે પસંદ કર્યું હતું. એમ કરવાનો તેનો હેતુ એવો હતો કે પહેલાંવહેલાં લોકોને તેને ઓળખવાનો પ્રસંગ મળે, એવી આશાએ કે કદાપિ આગળ જતાં તેમને ખાતરી થાય કે જે મોટા દૈહિક રાજાની તેઓ વકી રાખતા હતા તેના કરતાં ઇસુ પોતાનાં ગુણલક્ષણો તથા તેના ઉપદેશની ઉત્તમ ભાવનાને લીધે ખ્રીસ્ત, એટલે **મસીહ** કે **અભિષિક્ત** કહેવાવા વધારે લાયક છે, અને એમ માનીને તેઓ સર્વ સંસારી આશાઓ તજી દે.

ઉપલી વાતનો એક અપવાદ છે ખરો, તોપણ વાતનું ખંડન ન કરીને તે તેને ટેકો આપે છે. તે એ છે કે ઇસુએ જાહેર રીતે ઉપદેશ કરવા માંડયો ત્યાર પછી થોડીજ મુદત વીત્યા પછી જ્યારે યાકુબના કુવા પર પાણી ભરવા આવેલી સમરૂની સ્ત્રીએ મસીહના આવવા વિષેની વાત કરી તે પ્રસંગે તેણે કહ્યું કે "તારી સાથે જે બોલે છે તે હુંજ તે છું" (યોહા. ૪; ૨૬). આ પ્રસંગે ઇસુએ સ્તબ્ધ કરી નાખે એવી સ્પષ્ટતાથી પોતે મસીહ હોવાની વાત જાહેર કરી--એટલે એ અરસામાં આ એકજ વાર તેણે એવી વાત કરી, પણ તે સ્ત્રીના બોલવા ઉપરથી, એટલે "તે

બધી વાતો પ્રગટ કરશે," એ વચન પરથી એમ સાફ જણાય છે કે તે બાઇની મસીહ વિષેની એવી અપેક્ષા નહોતી કે તે રાજા થશે, પણ એવી કે તે ભવિષ્યવાદી થશે. સમરૂનના લોકોમાં મસીહ વિષે ખોટી ધારણાઓ તથા સંસારી આશાઓ ઓછી હોવાથી તે દબાવી દેવાની વધારે અગત્ય નહોતી. માટે ઇસુ યહુદીઓ આગળ જે વાત પ્રગટ કરી ન શકે તે વાત સમરૂનીઓમાં તે પ્રગટ કરી શકયો; અને ઇસુએ યાકુબના કુવા આગળ સ્પષ્ટ રીતે એ વાત પ્રગટ કરી કે, "તારી સાથે જે બોલે છે તે હુંજ તે છું," તે જોતાં યહુદીઓને ઉપદેશ કરવામાં તેણે લાંબી મુદત સુધી તેમનાથી જે વાત પાછી રાખી હતી, તે બીના વધારે ધ્યાન ખેંચનાર થઇ પડે છે.

ઈસુની બોધ કરવાની પદ્ધતિ, જે આ પ્રકરણમાં વર્ણવેલો વિષય છે, તે વિષે સાધારણ વાચકોના મનમાં ભાગ્યેજ વિચારો આવતા હશે, અને એમાં તેઓનો દોષ પણ નથી. તેની રીતિ સંપૂર્ણ તથા ખામી વગરની હોવાથીજ તે તરફ કોઇનું ધ્યાન ખેંચાય નહિ, એ સ્વાભાવિક છે. આ સંપૂર્ણતાનું પરિણામ એ થાય છે કે ઈસુના બોધની જે તમામ અસર કે લાગણી મન પર થાય છે તે એ કે તે સત્ય બોધ મહા મૂલ્યવાન તથા મહાભારત છે. પણ તેની રીતિનો અભ્યાસ કરવાથી આપણને તેની કંઈ ઓછીવધતી સમજણ તો પડે; તેના મહાન્ ઈરાદા માટે તેની રીતિની જે અનુકૂળતા તે કેટલી ડહાપણભરેલી છે, તેની ઝાંખી આપણને કોઇ કોઇ વાર થાય, અને તેની રીતિનાં જે લક્ષણોનું વિવેચન આપણે આ પ્રકરણમાં કરી ગયા તે લક્ષણોનું જેમ જેમ વધારે જ્ઞાન આપણને થતું જાય, તેમ તેમ તેની વાતોનો આપણે કોઈ કોઇ વખત વધારે સારો તથા નિશ્ચયપૂર્વક ખુલાસો કરી શકીએ.

---

## अध्याय ३.

# તેના બોધનો મુખ્ય વિષય.

દેવનું રાજ્ય, તેના બોધનો મુખ્ય વિષય—તેના શિક્ષણના સિંહાવલોકનથી સિદ્ધ કરેલો—તે વિષય તેના સાંભળનારાઓને અનુકૂળ હતો—ઇસ્રાએલ લોકોનો અગાઉનો ઇતિહાસ જે ઈશ્વરની દોરવણી મુજબનો હતો ને તેને બંધબેસતો હતો—છતાં તેનો બોધ નવો અને અપૂર્વકલ્પ હતો—તે રાજ્યનાં જુદાં જુદાં લક્ષણો: (૧) આ રાજ્ય સાંસારિક સારાં વાનાંનું નહિ પણ આત્મિક વાનાંનું છે; (૨) તે રાજ્ય માનવબળથી નહિ, પણ દૈવિક કૃપાથી થનાર છે; (૩) તે રાજ્ય બેસી ચૂક્યું છે, પણ ભાવી મહિમાવાન સપૂર્ણતામાં હજી આવવાનું છે—દેવના રાજ્યની વ્યાખ્યા કાઢવાના પ્રયત્નો—તેનો રાજા કોણ છે? "દેવનું રાજ્ય" એ સંજ્ઞાનો વાંધો, અને તેનો જવાબ.

ઇસુ મનુષ્યોનો સર્વોત્તમ ધર્મબોધક હોવાની વાત લગભગ સર્વમાન્ય હોવાથી આપણા મનમાં જીજ્ઞાસાપૂર્વક એક પ્રશ્ન ઉઠે છે કે, તેના બોધનો મુખ્ય વિષય શો હતો? સુવાર્તાઓ વાંચનારાઓમાંના ઘણાખરા એકદમ કદાપિ એવો ઉત્તર આપે કે, ઇસુના બોધનો મુખ્ય વિષય એ હતો કે, **આત્માનું તારણ કેવી રીતે થાય.** તેઓ એજ વિષયની શોધ કરતાં સુવાર્તાઓ વાંચે છે, અને તેઓ એમ ધારે છે કે, પાપીનું તારણ તેજ ઇસુના બોધનો મુખ્ય વિષય હશે, એમ કહેવામાં કંઇ ખોટું નથી.

એ વિષય ઇસુ ભૂલી ગયો અથવા એ તેણે પડતો મૂકયો હોય, એમ તો નથી, પણ તેના બોધનો ખરેખરો મુખ્ય વિષય તો અમને એ માલમ પડે છે કે, **દેવનું રાજ્ય.** પહેલી ત્રણ સુવાર્તાઓમાં દેવના રાજ્યનો સુવાર્તારૂપી ઢંઢેરો પ્રથમથી તે આખર સુધી ગાજી રહ્યો છે, અને યોહાનની સુવાર્તામાં પણ તે વિષયની કેટલીક વાતો આવે છે. શરૂઆતથીજ ઇસુએ પોતાના બોધમાં એ વિષય પ્રગટ કર્યો હતો—"ત્યારથી ઇસુ પ્રગટ કરવા તથા કહેવા લાગ્યો કે, પસ્તાવો કરો, કેમકે આકાશનું રાજ્ય પાસે આવ્યું છે...અને ઇસુ તેઓનાં સભાસ્થાનોમાં ઉપદેશ કરતો, ને રાજ્યની સુવાર્તા પ્રગટ કરતો આખા ગાલીલમાં ફર્યો" (માત્થી ૪; ૧૭, ૨૩).

પોતાનો મનોર્થ તથા સંદેશો જાહેર કરવાને જે પ્રથમ મોટું ભાષણ તેણે કર્યું, એટલે પહાડ પરનું ભાષણ, તેમાં ઠેકાણે ઠેકાણે દેવનું રાજ્ય—અથવા તો તેનું બીજું નામ, આકાશનું રાજ્ય—તેની વાત આવે છે. એ ભાષણની શરૂઆત એ પ્રમાણે થાય છે કે, "આત્મામાં જેઓ રાંક છે તેઓને ધન્ય છે; કેમકે આકાશનું રાજ્ય તેઓનું છે." ભાષણના એક મોટા ભાગનું આધારવચન એ છે કે "શાસ્ત્રીઓના તથા ફરોશીઓના ન્યાયીપણા કરતાં જો તમારૂં ન્યાયીપણું વધારે ન હોય, તો આકાશના રાજ્યમાં તમે નહિજ પેસશો." તેમા આપણા વાંચવામાં એ પણ આવે છે કે, "તમે પહેલાં દેવના રાજ્યને તથા તેના ન્યાયીપણાને શોધો"; "જે મને પ્રભુ, પ્રભુ કહે છે, તે સર્વ આકાશના રાજ્યમાં પેસશે, એમ તો નહિ." ખરૂં જોતાં પહાડ પરનું ભાષણ, અને લુકની સુવાર્તામાં આપેલું ભાષણ એ બન્નેનો સારાંશ બે વાતોમાં થાય છે—એટલે દેવનું રાજ્ય, અને તે રાજ્યનું ન્યાયીપણું.

આગળ જતાં ઈસુ દૃષ્ટાંતદ્વારાએ બોધ કરવા લાગ્યો ત્યારે એક પછી એક ઘણાં દૃષ્ટાંતોનો આરંભ તેણે આ શબ્દોથી કર્યો કે, "આકાશનું રાજ્ય ફલાણાના જેવું છે" અથવા "હું દેવના રાજ્યને શાની ઉપમા આપું?" (માત્થી ૧૩).

જ્યારે તેણે પોતાના બાર શિષ્યોને સુવાર્તા પ્રગટ કરવા સારૂ મોકલ્યા, ત્યારે તેઓને એવી આજ્ઞા આપી કે, "તમે જતાં જતાં એમ પ્રસિદ્ધ કરો કે, આકાશનું રાજ્ય પાસે આવ્યું છે" (માત્થી ૧૦; ૭). જ્યારે તેણે બીજા સીત્તેરને મોકલ્યા, ત્યારે તેણે તેઓને પણ એવીજ આજ્ઞા આપી કે, "દેવનું રાજ્ય તમારી પાસે આવ્યું છે, એવું પ્રગટ કરો," અને જો કોઈ શહેરના લોકો તેમનો અંગીકાર ન કરે તો તેમને એવો હુકમ મળ્યો હતો કે, તેઓએ તેઓના પગની ધૂળ ખંખેરી નાખવી અને એમ કહેવું કે, "તોપણ એટલું જાણો કે દેવનું રાજ્ય પાસે આવ્યું છે" (લુક ૧૦; ૯, ૧૧).

ઉપર જે કહી ગયા તે ઉપરાંત વાંચનારાઓને ઈસુનાં બીજાં પણ ઘણાં વચનો યાદ હશે; જેમકે, "જો હું દેવના આત્માથી ભૂતોને કાઢું

છું, તો દેવનું રાજ્ય તમારી પાસે આવ્યું છે" (માત્થી ૧૨ ; ૨૮). "બાળકોને મારી પાસે આવવા દો, ને તેઓને વારો મા ; કેમકે દેવનું રાજ્ય એવાંઓનું છે" (માર્ક ૧૦ ; ૧૪). "હું તમને ખચિત કહું છુ કે, જો તમે ફરો નહિ, ને બાળકોના જેવા થાઓ નહિ, તો આકાશના રાજ્યમાં તમે નહિજ પેસશો" (માત્થી ૧૮ ; ૩). "હું તમને ખચિત કહું છું કે, દાણીઓ તથા કસબણો તમારી અગાઉ દેવના રાજ્યમાં જાય છે" (માત્થી ૨૧; ૩૧). "તું દેવના રાજ્યથી વેગળો નથી" (માર્ક ૧૨ ; ૩૪), અને આ વિષયની અગત્ય પ્રભુની પ્રાર્થનામાં સ્પષ્ટ રીતે જણાઈ આવે છે, કેમકે તે પ્રાર્થનામાં ઇશ્વરસ્તુતિનાં વચનો પછી પહેલી મોટી વિનંતી એ આવે છે કે, "તારૂં રાજ્ય આવો."

હવે આ સંબંધી આપણે આ વાત ધ્યાનમાં રાખવી કે એ વિષય તેના સાંભળનારાઓને અનુકૂળ હતો. તે વાત સાંભળતાંજ તેમનું ધ્યાન તે તરફ ખેંચાઇને તે પર ચોંટે એમ હતું, કેમકે એજ વિષય વિષે તેઓ અગાઉથી વિચાર કર્યા કરતા હતા અને તેમાં પોતાનું હિત સમાએલું છે એમ સમજતા હતા.

લોકો વારવાર બોલતા હતા કે "સારા દહાડા આવશે" ને એવી આશાથી ખુશી થતા હતા. વળી ઘણાનાં મનમાં એવી ખાતરી ઉત્પન્ન થતી કે, હવે તે સમય છેક પાસે આવી લાગ્યો છે. ઇતિહાસ ઉપરથી આપણે જાણીએ છીએ કે અરાઢમી સદીમાં ફ્રાન્સની રાજકીય ઉથલપાથલને સમયે તે પ્રજાને એવી આશા હતી કે, સારો સમય થોડી વારમાં આવવાનો છે; જુની વ્યવસ્થા ટળતી જાય છે, અને નવી વ્યવસ્થા થતી જાય છે. નવા સમયના શબ્દો એટલે 'સ્વતંત્રતા,' 'સમાનતા' તથા 'ભાઇપણું' તે સર્વેને મ્હોડે ચઢી ગયા હતા. બધા લોકો 'મનુષ્યોના હક' વિષે આતુરતાથી વાદવિવાદ કરતા હતા. માત્ર ફ્રાન્સમાંના લોકોનેજ એવી લાગણી હતી એમ નહિ, પરંતુ બીજા દેશોમાંના પણ ઘણા લોકોનાં મનમાં અને કેટલાક મોટા કવિઓ, જેવાકે વર્ડ્ઝવર્થ, કોલરીજ, સાઉધી, વગેરે એવો વિશ્વાસ રાખતા હતા કે સુખના દહાડા થોડી વારમાં આવવાના છે, અને ખાસ કરીને જે લોકો હલકી સ્થિતિમાં રહીને દુઃખી છે તેઓને માટે સારા દહાડા આવવાના છે; અને જે ભારે

દરિદ્રતા તેઓને વેઠવી પડતી હતી તેનો અંત થોડીવાર પછી આવશે. વળી લોકોનાં દુઃખો ઘટી જશે, અને બધાં મનુષ્યો અરસપરસ પ્રીતિ રાખીને પ્રમાણિકપણાથી વર્તશે, ને બહુ સુખી થશે.

જ્યારે ઇસુ યહુદીઓને બોધ કરવા લાગ્યો ત્યારે તે લોકોના મનમાં સારા દહાડા વહેલા આવશે એવી આશા હતી. જે સારા દહાડાની તેઓ આશા રાખતા હતા, તેને તેઓ "દેવનું રાજ્ય" કહેતા હતા. એ સારા દહાડામાં લોકોની સ્થિતિ કેવી થશે એ વિષેના તેમના વિચારો હાલના જમાનાના લોકોના વિચારોથી ઘણે ભાગે જુદા હતા, તોપણ તેઓમાં કંઇક મળતાપણું પણ હતું. યોહાન બાપ્તિસ્મા કરનારના ઓચિંતા આવવાથી તથા તેના જુસ્સાદાર ઉપદેશથી લોકોમાં ઘણો ખળભળાટ થયો; પોતાની પાસે જે હજારો લોકોનાં ટોળેટોળાં ભેગાં થતાં હતાં તેઓને બોધ કરતાં યોહાન વારંવાર બોલતો હતો કે, "આકાશનું રાજ્ય પાસે આવ્યું છે." તેથી ઇસુના બોધનો મુખ્ય વિષય શ્રોતાજનોનું ધ્યાન ખેંચવાને ખરેખર અનુકૂળ હતો. એ વિષય તેઓની આશાને મળતોજ હતો.

બીજી એક વાત યાદ રાખવાની તે આ છે; ઇસ્રાએલી લોકોના ઇતિહાસમા ઇશ્વરની દોરવણી તે મુખ્ય વાત હતી. દેવના રાજ્યને માટે તે લોકો તૈયાર થાય તે હેતુથી ઘણાં સૈકાંથી પરમેશ્વરે તેઓને કેળવ્યા હતા. સારો સમય આવવાનો છે એવી ખાત્રીપૂર્વક આશા યહુદીઓના મનમાં કયાંથી ઉત્પન્ન થઇ હતી? પરમેશ્વરે મોકલેલા ભવિષ્યવાદીઓ કે જેઓએ તેઓના ઇતિહાસમાં પરમેશ્વરનો ઇરાદો તેઓને સમજાવ્યો હતો, તે ભવિષ્યવાદીઓ પાસેથી તેઓ એવી આશા રાખતાં શીખ્યા હતા. તેમનો પ્રાચીન ઇતિહાસ જેના વિષે તેઓ અભિમાન કરતા હતા તે તો "ઇશ્વરસત્તાક રાજ્ય" (theocracy)—એટલે દેવના રાજ્યની તવારીખ ગણાતી હતી. દાઉદ રાજા તથા તેની પછીના તેમના બધા રાજાઓ, ઇશ્વર જે તેઓનો ખરો રાજા હતો તેની વતી રાજ્ય કરતા હતા. આ વાત યાદ રાખવાથીજ ઇસ્રાએલીઓની પદવી તથા તેઓની ફરજ કેવી હતી તે સમજી શકાય છે. વળી એ વાતમાંજ તેઓના ઇતિહાસનું મહત્ત્વ સમાએલું હતું. વળી ઇશ્વર સાથેનો એ સંબંધ માત્ર ઇતિહાસની થએલી વાત હતી એમ નહિ, પણ ભવિષ્યમાં પાછો થવાનો છે એવી વકી રાખવાનું તેઓ પોતાના

ભવિષ્યવાદીઓ પાસેથી શીખ્યા હતા. હા, ગતકાળના કરતાં ભવિષ્ય-કાળની જાહોજલાલી ઘણી વધારે થશે એવી આશા તેઓ રાખતા હતા તે સમયે તેઓનો રાજા તો જાણે બીજો દાઉદ (હઝકી. ૩૭; ૨૪), કે દાઉદનો પુત્ર થવાનો હતો; અને તેના પર ઇશ્વરની ખાસ કૃપા રહેવાની હતી, અને તેના લોકો પર ઇશ્વરનો આશીર્વાદ રહેવાનો હતો. એ સમયનું વર્ણન ભવિષ્યવાદીઓ એવી ઉમદા ભાષામાં કરે છે કે તેના જેવી ઉમદા ભાષા બીજા કોઇ પણ ગ્રંથોમાં કદાપિ જોવામાં ન આવે. જુઓ ગીત. ૭૨; યશાયાહ ૯, ૧૦, ૬૬; યિર્મેયાહ ૩૧; મીખાહ ૫; આમોસ ૯; એમાં જે ભાષા આવે છે તેવી વાંચનારાના મનને ઉલ્લાસી કરનાર ભાષા બીજા કયા ગ્રંથમાં મળી શકે? આ પરથી આપણે સમજીએ છીએ કે દેવના રાજ્યને પોતાના મુખ્ય વિષય તરીકે પસંદ કરવાથી ઇસુ પોતાનો બોધ શ્રોતાઓની આશાઓને લાગુ પડે એવો કરતો એટલુંજ નહિ પણ જુના કરારમાં આપેલા તમામ ઇતિહાસ તથા ભવિષ્યવાદને અનુસરતો બોધ કરતો. બીજી રીતે બોલીએ તો એમ કહેવાય કે લાંબી મુદતથી, અમારા માનવા પ્રમાણે, ઇશ્વર તે રાજ્યને માટે તથા મસીહના આવવાને માટે જે તૈયારી કરતો આવ્યો હતો, તે તૈયારીનો ઇસુ ઉપયોગ કરતો હતો.

પણ જોકે યહુદીઓ દેવના રાજ્ય વિષે માહિતગાર હતા, ને તેની વાટ જોતા હતા તોપણ ઇસુનો બોધ યહુદીઓની આશાઓને બિલકુલ મળતો આવતો નહોતો. તેનો ઉપદેશ આશ્ચર્ય પમાડે એવો નવતર તથા અપૂર્વ હતો. ઇસુ જે દેવના રાજ્ય વિષે બોધ કરતો હતો અને યહુદીઓ જે રાજ્યની આશા રાખતા હતા તેઓ તદન જુદાં હતાં. જે રાજ્ય વિષે ઇસુએ બોધ કર્યો તેનાં ત્રણ લક્ષણ હતાં, કે જેથી તે જુદું માલમ પડયું.

૧. યહુદીઓની આશા એ હતી કે, અમારી સંસારી સ્થિતિ ઘણી સુધરશે. બેશક, ઝખાર્યાહ જેવા ધાર્મિક યહુદીઓ તો ભવિષ્યવાદી-ઓની વાતોનો ખરો અર્થ સમજીને ન્યાયીપણા તથા તારણના રાજ્યની આશા રાખતા હતા (લુક ૧; ૭૭). પણ એવા ભકતો બહુજ થોડા હતા, અને બાકીના બધા યહુદીઓ એમ સમજતા હતા કે એ રાજ્ય આવશે ત્યારે અમને પુષ્કળ સંપત્તિ તથા સંસારસુખનાં પુષ્કળ સાધનો

મળશે, અમારા શત્રુઓ પર પુરૂં વેર વાળી શકીશું, અને અમારૂં રાજ્ય મહાપ્રતાપી તથા સર્વોપરી થઇ જશે. જે રાજ્ય વિષે ઇસુ બોધ કરતો હતો તે રાજ્ય તો ખાવાપીવા વિષેનું નહોતું, પણ આત્મિક ઉન્નતિ, એટલે ન્યાયીપણું, શાંતિ તથા પવિત્ર આત્મામાં આનંદ, એઓમાં સમાએલું હતું. જે જુદા જુદા પ્રકારનાં સામાજીક હેતુ તથા આશાથી આપણા સમયમાં સંખ્યાબંધ લોકો ખ્રીસ્તી ધર્મ પ્રતિ આકર્ષાય છે, તેથી પણ દેવનું રાજ્ય આ બાબતમાં જુદું પડે છે. પહાડ પરના ભાષણની શરૂઆતના શબ્દો ઇસુની તથા તેના વખતના યહુદીઓની વચ્ચેનો તેમજ તેની સુવાર્તા તથા હાલના સમયના સોશ્યલીસ્ટો (Socialists)ની આશા વચ્ચેનો તફાવત સૂચવે છે. યહુદીઓ તેમજ સોશ્યલીસ્ટોનું માનવું એવુ છે કે પુષ્કળ સંપત્તિની તથા અનુકૂળ સંસારી સંજોગોની પ્રાપ્તિમાંજ ખરૂં સુખ સમાએલું છે. સાધારણ બધા સોશ્યલીસ્ટો (સામાન્ય સ્વામિત્વનો મત ધરાવનાર) એમ માને છે કે સર્વને પુષ્કળ ધન મળે ત્યારે સર્વને પુષ્કળ સુખ પણ મળશે, અને તેની સાથે સર્વ નીતિમાન પણ થશે. પણ ઇસુનો બોધ તેથી તદન જુદો છે તે કહે છે કે "કોઇનું જીવન તેની મિલ્કતની પુષ્કળતામાં હોતું નથી" (લુક ૧૨ ; ૧૫). ખરૂં સુખ તે માણસોની સંપત્તિમાં રહેલું નથી, પણ તેઓના સદ્વર્તન (character)માં રહેલું છે. તેનો આરંભ સદ્વર્તનમાંથી થાએ છે, અને એમજ "તેણે પોતાનું મ્હો ઉઘાડીને કહ્યું કે, આત્મામાં જેઓ રાંક છે, તેઓને ધન્ય છે; કેમકે આકાશનું રાજ્ય તેઓનું છે. જેઓ નમ્ર છે તેઓને ધન્ય છે...મનમાં જે શુદ્ધ છે તેઓને ધન્ય છે... સલાહ કરાવનારાઓને ધન્ય છે; કેમકે તેઓ દેવના દીકરા કહેવાશે" (માત્થી ૫; ૨ ઇત્ય.) 'દેવનું રાજ્ય' એ વિષે ઇસુના શિક્ષણનો સાર એ હતો કે, તે રાજ્યના અમલમાં માણસો ગુણમાં તથા સ્વભાવમાં ઇશ્વરના જેવાં થશે, તેનાં ખરાં પુત્રપુત્રીઓ થશે, અને તેના આનંદનાં ભાગીદાર થશે.

૨. દેવના રાજ્ય વિષેના ઇસુના શિક્ષણમાં બીજો મોટો તફાવત તે એ રાજ્ય સ્થાપન થવાનાં સાધનો વિષેનો હતો. સોશ્યલીસ્ટો એમ માને છે કે જે સારા સમયની અમે આશા રાખીએ છીએ તે કાયદામાં, રાજ્યમાં તથા સામાજીક વ્યવસ્થામાં ફેરફાર થવાથી પ્રાપ્ત થઇ શકે. તેઓ એમ ધારે છે કે, જો દરેક માણુસ પોતાની સર્વ માલમિલ્કત પ્રજાના

સામાન્ય ઉપયોગને માટે અર્પી દે, અને કોઇ પણ માણસને કોઇ પણ વસ્તુ પર આગવો હક રાખવા દેવામાં ન આવે, તો પ્રજાની હાલત બહુ સુખી થાય. તેઓની દલીલ એવી છે કે, જો તમામ દ્રવ્ય તથા સાધનો સામાન્ય માલીકીનાં કરી લેવામાં આવે તો બધાં માણસો સામાન્ય હિતને માટેજ મહેનત કરતાં થાય, અને આવો સુધારો દાખલ કરવાથી સંસારવ્યવહાર તદ્દન બદલાઇ જઇને તે નવીન ને સુખમય થાય. વળી ઘણા કવિઓ તથા તત્ત્વજ્ઞાનીઓ જેઓ 'સોનેરી' (સંપૂર્ણ સુખશાંતિનો) જમાનો શરૂ થવાની આશા રાખતા આવ્યા છે તેઓ એવું માને છે કે વખત વિત્યે સુધારોવધારો થતો જવાનો નિયમ છે, અને તે નિયમ સ્વાભાવિક રીતે પોતાનું કામ ચલાવ્યો જાય છે, અને એ રીતે જે સારા સમયની તેઓ લાંબી મુદતથી વાટ જોતા આવ્યા છે, તે પણ આવી લાગશે. પણ ઇસુ તો એમ કહેતો હતો કે, "મારૂં રાજ્ય આ જગતનું નથી" (યોહા. ૧૮ : ૩૬). તે રાજ્યનું પરાક્રમ તથા સાધનો આ જગતમાંથી પુરાં પાડવામાં આવતાં નથી. જે રાજ્ય વિષે ઇસુ બોધ કરતો હતો તે એવું તો ઉચ્ચ પ્રકારનું તથા આશીર્વાદિત છે કે માણસો પાસે જે સાધારણ સાધનો છે તેઓથી તે રચી શકાય નહિ, કે ઇતિહાસમાં સુધારો-વધારો થતો જવાનો જે ધારો છે તેવી સાધારણ ગતિથી થઇ શકે નહિ. જેમ પ્રકટીકરણના પુસ્તકમાં નવું યરૂશાલેમ, એટલે પવિત્ર નગર આકાશ-માંથી દેવ પાસેથી ઉતરી આવતું જોવામાં આવે છે, તેજ પ્રમાણે જે દેવના રાજ્ય વિષે ઇસુ બોધ કરે છે તે વિષે પણ છે. એ રાજ્ય તદ્દન નવીન પ્રકારનું છે, અને તે આકાશમાંથી ઉતરે છે; તે અલૌકિક પરાક્રમ વડે અલૌકિક પાયા ઉપર રચાએલું છે. એ કારણથી આપણે તેને કૃપાનું રાજ્ય કહીએ છીએ. આ રાજ્ય વિષે બોલતાં ઇસુએ પોતે તો એ શબ્દ નથી વાપર્યો; પણ જે દેવના રાજ્યની વાત તેણે પ્રગટ કરી તેના વર્ણનને માટે એજ ખરો શબ્દ છે, કેમકે એ રાજ્યમાં કુદરતનુંજ કામ ચાલે છે એમ તો નહિ, પણ દેવની કૃપા,—જે કૃપામાં તારણ પમાડવાનું પરાક્રમ છે, ને જે ઇસુ પોતે લાવ્યો, તેનું પણ કામ ચાલે છે.

૩. જે દેવના રાજ્ય વિષે ઇસુ બોધ કરતો હતો તેનું ત્રીજું ખાસ લક્ષણ એ છે કે, તે રાજ્ય આવી ચુકયું છે. એ તો ખરૂં કે કોઇ કોઇ

વાર ઇસુ એ વિષે એવી રીતે વાત કરે છે કે જાણે તેને આવવાને બહુ વાર હોય, અને પાછલા કાળમાં આવવાનું હોય. "તમે ઇબ્રાહીમને તથા ઇસ્હાકને તથા યાકુબને તથા બધા ભવિષ્યવાદીઓને દેવના રાજ્યમાં જોશો" (લુક ૧૩ ; ૨૮). "દેવનું રાજ્ય આવે ત્યાં લગી હું હવેથી દ્રાક્ષનો રસ પીનાર નથી" (લુક ૨૨ ; ૧૮). પણ જ્યારે ફરોશીઓએ તેને પુછયું કે દેવનું રાજ્ય કયારે આવવાનું છે, ત્યારે તેણે ઉત્તર આપ્યો કે, "દેવનું રાજ્ય દૃશ્ય રીતે નથી આવતું...કેમકે જુઓ, દેવનું રાજ્ય તમારામાં છે" (લુક ૧૭ ; ૨૦, ૨૧). ખરૂં જોતાં દેવનું રાજ્ય પૃથ્વી પર શરૂ થઇ ચૂકયું હતું, કેમકે દેવના રાજ્યનો પાયો સ્વભાવ કે ચારિત્ર્ય પર રહેલો છે, અને ઇસુ આ દુનિયામાં આવ્યો હતો, અને છોકરો બાપ પ્રત્યે વર્તે એવીજ રીતે તે દેવબાપ પ્રત્યે વર્તતો હતો ત્યારથીજ દેવનું રાજ્ય જગતમાં આવી ચુકયું હતું. વળી જેમ જેમ તેના શિષ્યો વધતા ગયા, ને તેના પર વિશ્વાસ કરતા ગયા તથા તેનાથી શિક્ષણ પામતા ગયા તેમ તેમ એ રાજ્ય વધતું ગયું, અને પવિત્ર આત્મા સંપૂર્ણ રીતે આપવામાં આવ્યો ત્યારે દેવના રાજ્યની બહુ ખીલવણી થઇ તે આત્મા મળવાથી માણસનાં હૃદય બદલાઇ જાય છે, તેઓ નવો જન્મ પામીને દેવના રાજ્યમાં દાખલ થાય છે (યોહા. ૩ ; ૩), અને સર્વ સત્યમાં દોરવાય છે (યોહા. ૧૬ ; ૧૩). એ રાજ્ય તો સત્યનું રાજ્ય છે (યોહા. ૧૮ ; ૩૭), અને "દેવની વાત" એનુ બીજ છે (લુક ૮ ; ૧૧), માટે જેમ જેમ મનુષ્યો સત્યનો અંગીકાર કરવાને શક્તિમાન થતા જાય છે તેમ તેમ એ રાજ્યની વૃદ્ધિ થતી જાય છે. જુના કરારના જમાનામાં પણ કેટલેક અંશે તે રાજ્યની શરૂઆત થઇ હતી એમ કહીએ તો ખોટું નથી, અને તેથી યહુદીઓને "રાજ્યના દીકરાઓ" કહેવામાં આવ્યા છે (માત્થી ૮ ; ૧૨). જ્યારે ઇસુ બોધ કરવા લાગ્યો ત્યારે એ રાજ્ય નવી પાયરીએ પહોંચ્યું. "યોહાન બાપ્તિસ્મા કરનારના વખતથી હજી સુધી આકાશના રાજ્ય પર બળાત્કાર થાય છે, અને બળાત્કાર કરનારાઓ બળાત્કારથી તે લઇ લે છે" (માત્થી ૧૧ ; ૧૨). ઇસુના સ્વર્ગારોહણ પછી જ્યારે પવિત્ર આત્મા અપાવા લાગ્યો ત્યારે તે રાજ્યની ખીલવણી વળી તેથી પણ ચઢતી પાયરીએ પહોંચી. તે વખતે એ રાજ્યની વૃદ્ધિ

તથા જીત સંપાદન કરનાર ઇશ્વરી પરાક્રમ આપવામાં આવ્યું હતું, અને ઇસુએ કહેલી રાજ્યની પાયરીઓમાં છેલ્લી પાયરી તે તો ત્યારે થશે કે "જ્યારે માણસનો દીકરો પોતાના મહિમામાં આવશે." ત્યારે રાજા તેમજ તેનું રાજ્ય પણ મહિમાસહિત પ્રગટ થશે. માંહેની તેમજ બહારની પણ તેની જાહોજલાલી પ્રગટ થશે. "ત્યારે ન્યાયીઓ પોતાના બાપના રાજ્યમાં સુરજની પેઠે પ્રકાશશે" (માત્થી ૧૩; ૪૩).

હવે આપણે "દેવનું રાજ્ય" એ શબ્દની વ્યાખ્યા આપવાનો પ્રયત્ન કરીએ. ઇસુએ પોતે એની વ્યાખ્યા કે સમજુતી આપેલી નથી; જુદી જુદી વખતે જુદા જુદા અર્થમાં તેણે તે શબ્દો વાપરેલા છે, તે કારણથી તેની વ્યાખ્યા આપવાનું કામ મુશ્કેલ છે. કોઇ વખતે ઇસુ તે રાજ્ય માણસોનું બનેલું દર્શાવે છે, જેમકે, "બાળકોને મારી પાસે આવવા દો ...કેમકે દેવનું રાજ્ય એવાંઓનુંજ છે" (માર્ક ૧૦; ૧૪). ઘણી વાર તો તે જાણે કે અમુક સ્થિતિ–પરમપદ–હોય તેમ તે તે વિષે બોલે છે. જેમકે, "તમે પહેલાં દેવના રાજ્યને તથા તેના ન્યાયીપણાને શોધો" (માત્થી ૬; ૩૩). "ઓ નાની ટોળી, બીઓ મા; કેમકે તમને રાજ્ય આપવાની તમારા બાપની ખુશી છે" (લુક ૧૨; ૩૨). વળી વારંવાર તે કોઇ **પ્રદેશ** હોય એવી રીતે તેને વિષે બોલે છે, અને એમ દર્શાવે છે કે મનુષ્યો તેની બહાર કે તેની અંદર દાખલ થાય; જેમકે, "જેઓની પાસે દોલત છે તેઓને દેવના રાજ્યમાં પેસવું કેવું અઘરૂં પડશે!" (માર્ક ૧૦; ૨૩). આ પ્રમાણે તેના જુદા જુદા અર્થ દેખાય છે. ત્યારે આપણે એમ કહીએ તો ચાલે કે, (*a*) જગતમાં જે સારો સમય આવવાનો છે, જે સ્થાપન કરવાને તે પૃથ્વી પર આવ્યો, ને જેની વૃદ્ધિ કરવાને તે આત્માદ્વારાએ આવ્યા કરે છે, અને જેની સંપૂર્ણતા કરવાને ફરી એકવાર ને મહિમાસહિત આવશે; અથવા (*b*) એ તો માણસોની સ્વાભાવિક સ્થિતિ કરતાં ઉચ્ચ પ્રકારની સ્થિતિ છે અને માણસો નવા જન્મદ્વારે તેમાં દાખલ થઇ શકે છે (યોહા. ૩; ૩) અને તેમાં પવિત્ર આત્મા માણસોને અનંતજીવન પમાડે છે; અથવા (*c*) એ એક નવા પ્રકારનું **મંડળ** કે સમાજ છે, કે જેને સ્થાપન કરવા સારૂ ઇસુ આ પૃથ્વી પર આવ્યો. તેમાં જેઓ રહે છે તેઓ દેવનાં દીકરાદીકરીઓ થાય

છે; તેઓ પાપથી મુક્ત થઇને તથા ઈશ્વરના સમાગમમાં રહીને પરમપદ ભોગવે છે. એવી રીતે પ્રાચીન કાળમાં આપેલું વચન પૂરૂં થયું છે કે, "હું તેઓનો દેવ થઇશ, અને તેઓ મારી પ્રજા થશે."

કદાપિ કોઇ એવો પ્રશ્ન પૂછે કે, આ રાજ્યનો રાજા કોણ છે? તો ઇસુ પોતે એનો રાજા છે, કેમકે તે કહે છે, "માણસનો દીકરો... ઠોકર ખવડાવનારી બધી વસ્તુઓને પોતાના રાજ્યમાંથી એકઠી કરીને (કાઢી નાખશે)" (માત્થી ૧૩; ૪૧). વળી પ્રભુપિતા પણ તેનો રાજા છે; કેમકે ઇસુ આપણને એવી રીતે પ્રાર્થના કરવાનું શિખવે છે કે "ઓ આકાશમાંના અમારા બાપ...તારૂં રાજ્ય આવો" (માત્થી ૬; ૯, ૧૦). ઇસુ પોતાના પિતાને માટે આ રાજ્ય સ્થાપે છે તથા તેનો વહિવટ ચલાવે છે, અને પાઉલ કહે છે કે, "તે દેવબાપને રાજ્ય સોંપી દેશે...એ સારૂ કે દેવ સર્વમાં સર્વ થાય" (૧ કરી. ૧૫; ૨૪, ૨૮).

ઇસુના બોધના આ મહાન વિષય સંબંધી વિચાર કરતાં તે આપણને કેટલો બધો ઉચ્ચ, ઉમદા તથા ઉત્તેજક માલમ પડે છે! મનુષ્યની ભવિષ્યની સ્થિતિ વિષે મહાન આશાથી તે દેદીપ્યમાન છે. તે માણસોની પુનરૂત્પત્તિ (માત્થી ૧૯; ૨૮), અને જનમંડળનું અને વળી આખી સૃષ્ટિનું નવું સ્વરૂપ આપણી આંખો આગળ ખડું કરે છે. જે પાપો તથા ભુંડાઇથી માણસો ઘેરાએલાં છે તેમનું બળ જેટલે દરજ્જે ઇસુ જાણતો તથા સમજતો હતો તેટલે દરજ્જે બીજો કોઇ કદી જાણતો કે સમજતો નહોતો; તેમ છતાં પણ તે એક એવું રાજ્ય પ્રગટ કરે છે કે જેમાં ઇશ્વરી કૃપાના પરાક્રમથી પાપ, દુઃખ તથા મરણનો પરાજય થશે. ઇસુનો બોધ કોઇએક વ્યક્તિના તારણ બાબતનો નહિ, પણ મહાન જનમંડળના આત્માઓના તારણ બાબતનો છે. એ તો માત્ર અકેક મનુષ્યના પોતાનાજ ભલા વિષેનો નથી, કેમકે એકલા પોતાનાજ ભલામાં કોઇ માણસનું ઉત્કૃષ્ટ હિત સમાએલું નથી. એ તો આખી દુનિયાના સર્વ લોકોના સામાન્ય હિતનો વિષય છે: એ બધાંને માટે સામાન્ય છે—સાર્વજનિક છે—અને તેનો વિસ્તાર અત્યંત બહોળો છે. "તેઓ પૂર્વ તથા પશ્ચિમથી, ને ઉત્તર તથા દક્ષિણથી આવશે, ને દેવના રાજ્યમાં બેસશે" (લુક ૧૩; ૨૯).

ઇસુએ દેવના રાજ્ય વિષે બોધ કર્યો તે સંબંધી એવો વાંધો કોઇ વાર લેવામાં આવે છે કે, જોકે એ સંજ્ઞા (દેવનું રાજ્ય) ઇસુના જમાનાને તથા તે વખતના લોકોને માટે આકર્ષક તથા વાસ્તવિક હતી, તો પણ હાલના સમયને વાસ્તે એવી નથી. તે વખતના યહુદીઓની પેઠે હાલના લોકો "દેવના રાજ્ય" ની રાહ જોતા નથી. "દેવનું રાજ્ય" એ વિષય હાલનાં વર્તમાનપત્રોમાં મુખ્ય વિષય તરીકે આપણા જોવામા આવતો નથી. વળી "રાજ્ય" શબ્દ તે હાલના જેવા પ્રજાસત્તાક વલણના જમાનાને અનુકૂળ પડે એવો નથી. ઘણાના સમજવા પ્રમાણે તે શબ્દ તો સ્વતંત્રતા તથા સુખને બદલે, નિરંકુશ અધિકાર તથા તાબે-દારી સુચવે છે. એ માટે આપણે સુવાર્તા પ્રગટ કરતાં "દેવના રાજ્ય" વિષે જેમ થોડું બોલીએ તેમ સારૂં એમ તેઓને લાગે છે. વળી તેઓને એવું લાગે છે કે જો ઇસુ પોતે આપણા વખતમાં ઉપદેશ કરતો હોત તો તે "રાજ્ય" વિષે બોલવાને બદલે "પ્રજાસત્તાક" વિષે બોધ કરત. અથવા તો આ જમાનાના શ્રોતાજનોને પોતાનો બોધ બરાબર અનુકૂળ પાડવા સારૂ શું તે "દેવનું રાજ્ય પાસે આવ્યું છે" એમ કહેવાને બદલે એમ કહેત કે "જે સારો સમય આવવાનો છે તે પાસે આવ્યો છે"?

આના જવાબમાં એટલું કહેવું બસ છે કે જે કોઇ સંજ્ઞામાં દેવનુ નામ આવતું નથી તે સંજ્ઞા મનુષ્યોને માટે આશીર્વાદિત સ્થિતિ સત્ય રીતે દર્શાવી શકેજ નહિ. વળી "દેવનું રાજ્ય" એ સંજ્ઞામાં દેવની સત્તા સમાએલી છે એટલુંજ નહિ પણ તેનાં કૃપાદાનો તેમાં આવે છે: દેવના રાજ્યમાં તેની ઇચ્છાને આધીન રહેવામાં આવે છે માત્ર તેનેજ લીધે તેને એ નામ આપવામાં આવ્યું છે એમ નહિ, પણ તેમા દેવની અનહદ પ્રીતિ તથા તેની કૃપાએ કરીને મનુષ્યનો ઇશ્વર સાથે તથા એક બીજા સાથે મિલાપ થાય છે. એ તો ઇશ્વરપિતાનું રાજ્ય છે.

---

## अध्याय ४.

# તેના બોધનો પાયારૂપી સિદ્ધાંત—ઇશ્વર આપણો પિતા છે.

દેવ વિષેના મતની અગત્ય—"બાપ" એ શબ્દમાં ઈસુનું શિક્ષણ સમાય છે—આ મત ખાસ કરીને ઇસુનો—બે મોટી બાબતોને લીધે આપણે ઈસુના આભારી છીએ—તત્ત્વજ્ઞાનભરેલી દલીલથી નહિ, અથવા વિજ્ઞાનની શોધખોળથી નહિ, પણ ઈસુની મારફતે આપણે દેવ સબંધી અજ્ઞાનથી તથા ભૂલથી મુક્ત થયા છીએ--તેનું બાપ વિષેનું જ્ઞાન આપણને આત્મિક સ્પર્શસંચારથી થાય છે—તેનાં ગુણલક્ષણોથી (આપણે) દેવના પિતાપણાનો અર્થ સમજીએ છીએ—તેના બીજા શિક્ષણનો એ પાયો હતો--માણસોની આશાનો એ મુખ્ય આધાર છે.

ઇસુના બોધનો મુખ્ય વિષય "ઇશ્વરનું રાજ્ય" છે એ સમજ્યા પછી આપણે પુછીએ છીએ કે શું તેના બોધમાં કોઇએક એવી પાયારૂપી ખાસ વાત છે કે જેના પર તેનો આધાર રહેલો છે. ઇસુએ તો વિવિધ વિષયો સંબધી બોધ કર્યો હતો, અને આ જુદી જુદી બાબતો વિષે જે બોધ તેણે આપ્યો હતો તે એવો સચોટ હતો કે સાંભળનારા કંઇ પણ આંચકા ખાધા વિના એકદમ સમ્મતિ આપતા હતા. પરંતુ નિ:સંદેહ પરમેશ્વર વિષેનો તેનો જે મત તેજ તેના સર્વ બોધનો પાયો છે. થોડોજ વિચાર કરતાં આપણને માલમ પડે છે કે, આપણા પોતા સંબંધીના તથા આપણી આખર હાલત સંબંધીના પ્રશ્નોના ઉત્તર કેવા આપવા તેનો આધાર તો ઇશ્વર વિષે આપણે કેવો મત ધરાવીએ છીએ તેના ઉપરજ રહેવાનો. આપણામાં જીવ છે એ તો આપણે જાણીએ છીએ, પણ તે આપણને કેવી રીતે મળ્યો છે? આપણે કયાંથી આવ્યા છીએ? આપણે જગતમાં શાને માટે છીએ? આપણે કયાં જવાના છીએ? આપણું કર્તવ્ય તે શું? અમુક કામ કરવાની ને અમુક રીતે વર્તવાની આપણી "ફરજ" છે, એનો શો અર્થ છે? આ સર્વ પ્રશ્નોના ઉત્તર કેવા થશે તે તો ઇશ્વર વિષેનો આપણો જે મત તેથી નક્કી થાય છે. આપણો મત કદાપિ એવો હોય કે, ઇશ્વર છેજ નહિ, અથવા કે માણસ ઇશ્વર વિષે કંઈ પણ જાણી શકેજ નહિ, અથવા, કે તે આત્મા છે ને આપણો સર્વશક્તિમાન ઉત્પન્નકર્તા છે. જેવો કોઇ માણસનો મત તેવો તેનો વિશ્વાસ ને તેવું તેનું વર્તન પણ થશે.

ઇશ્વર વિષેનો ઇસુનો મત એકજ શબ્દમાં દર્શાવેલો છે ને તે
તે બીજા બધા ધર્મોથી છેક જુદો છે, એમ કહેવામાં કંઈ ખોટું
એ શબ્દ એ છે કે, "બાપ." ઇસુના બોધમાં એ શબ્દ પહેલવ
સમરૂનના કુવા પર બોલવામાં આવ્યો હતો. જે વાકયમાં ઇસુએ
કહ્યું કે "દેવ આત્મા છે," તેજ વાકયમાં તેણે ઇશ્વરને વળી એ
આપ્યું કે, "બાપ" (યોહા. ૪; ૨૧–૨૪).

આ મત ખાસ કરીને ઇસુનોજ છે. એ તો ખરી વાત
ચીનમાં કોનકુસિયસે, અને હિન્દુસ્તાનમાં બુદ્ધે, ઇસુના વખત
રહેણીકરણી સંબંધી બહુ સારા નિયમો પ્રગટ કર્યા હતા; પણ તે
ઇશ્વર વિષે કંઇ શિખવ્યું નહોતું. એવું જણાય છે કે બન્નેનું
એવું હતું કે, ઇશ્વર વિષે કંઇ પણ જ્ઞાન મેળવવું એ મનુષ્યની શ
બહાર છે. ખરૂં છે કે, હિન્દુસ્તાનના અસલના આર્યો આકાશ
તેઓની આંખો ઉંચી કરીને દ્યોસ્પિતર (આકાશપિતા) એમ કહીને
કરતા હતા. પણ પરમેશ્વર આપણો ખરો પિતા છે એ જે મત
શિખવ્યો તેમાં અને પુરાતન આર્યોના મતમાં ઘણો તફાવત છે.
આપણે કવિતામાં બોલીએ છીએ કે, "ધરતિમાતા," તેવીજ રીતે તેએ
"સ્વર્ગ–પિતા" એ શબ્દો બોલતા હતા. વળી પુરાતન ગ્રીક દે
દંતકથાઓમાં લોકો બ્રહ્માંડને "પિતા તથા કર્તા" કહેતા હતા;
તેઓનો મત એવો હતો કે ઇશ્વર તો મનુષ્યથી છેક નિરાળો તથ
રહે છે. યહુદી લોકો ઇશ્વર વિષેના જ્ઞાનમાં બીજી બધી પ્રાચીન પ્ર
કરતાં ઉંચે દરજ્જે પહોંચ્યા હતા. જે સનાતન ઇશ્વર વિષે ઇસુએ
કર્યો તેનું ભજન તેઓ કરતા હતા. તેઓનાં શાસ્ત્રોમાં ઇશ્વરની પ
તથા તેનું ન્યાયીપણું તેમજ તેની દયા પણ ઉમદા રીતે દર્શાવેલ
અને કોઇ કોઇ વખતે તો તેઓ એવું પણ માનતા હતા કે ઇશ્વર
એલી પ્રજાનો પિતા તથા રાજા છે. જુના કરારમાં આપણને
વચનો મળી આવે છે કે,--"ઇસ્રાએલ તે મારો પુત્ર, મારો જ્યે
છે" (નિર્ગ. ૪; ૨૨). "ઇસ્રાએલ બાળક હતો, ત્યારે હું તે
પ્રીતિ રાખતો હતો, ને મારા પુત્રને મેં મિસરમાંથી તેડી મં
(હોશી. ૧૧; ૧). "વળી હું તેને (એટલે દાઉદને અથવા દ

પુત્રને ) મારો જ્યેષ્ઠ, પૃથ્વીના રાજાઓમાં મુખ્ય એવો કરીશ " (ગીત ૮૯; ૨૭). પણ ઇશ્વર સર્વ માણુસોનો બાપ છે, એવો ઉમદા વિશ્વાસ જુના કરારમાં જોવામાં આવતો નથી. ઇસુના બોધમાં અને જુના કરારમાં દર્શાવેલો સૌથી ઉંચા પ્રકારના ભક્તિભાવમાં જે અથાગ તફાવત છે તેનું પુરતું પ્રમાણ માત્ર એકજ વાત પરથી આપણુને મળી આવે છે; અને તે એ કે માત્થીની સુવાર્તામાંજ ઇસુ પરમેશ્વરને ચાળીસ કરતાં વધારે વાર બાપ--" મારો બાપ," " તમારો બાપ " અથવા " બાપ "— કહે છે, અને તેથી ઉલટું, દાઉદનાં ગીતશાસ્ત્ર કે જેમાં ભક્તિભાવ તથા ઇશ્વર સાથે નિકટ સંબંધ જોવામાં આવે છે તેમાં પરમેશ્વરને એક વખત પણ બાપ કહેલો નથી.

ઇસુએ આપણુને પરમેશ્વર વિષેનો આ મત શિખવ્યાથી આપણા ઉપર જે ઉપકાર કર્યો છે તે મહાભારત છે, અને તે વિષે કંઇક યોગ્ય ખ્યાલ કરવાને યત્ન કરીએ તો સારૂં. ઇસુએ પરમેશ્વર વિષે જે શિક્ષણ આપ્યું તેથી માત્ર તે જમાનાના યહુદીઓ તથા બીજા માણસો પર તેનો આભાર થયો એમ નહિ, પણ ત્યાર પછીના દરેક જમાનાના લોકો ઉપર અને વિશેષે કરીને હાલના જમાનાના લોકો પર થયો છે. પરમેશ્વર છે, અને વળી પરમેશ્વર આપણો " બાપ " છે, એ બે વાતની ખાતરી તેણે આપણુને કરી આપી છે.

અસંખ્યાત લોકો તથા ઘણી દેશજાતિઓ પરમેશ્વર વિષે ઘણા ઝાંખા તથા નિશ્ચય વગરના ખ્યાલ રાખતાં આવ્યાં છે. તેઓમાંના જે સહુથી સારા તથા મોટા માણુસો હતા તેઓ પણ ઇશ્વરના અસ્તિત્વ વિષે અને તેના સદ્ગુણો વિષે મનમાં શંકાઓ રાખતા હતા, અથવા તો તેના વિષે ભૂલભરેલા મત ધરાવતા હતા. આ જગતનો જીવતો તથા વિચારવંત નિયંતા છે કે નહિ એ વાતની જ્યારે સારા તથા સદ્ગુણી પુરૂષોને ખાતરી નથી થતી ત્યારે તેઓ બહુ દુ:ખી થયા વગર રહેતા નથી. જો આ જીવનમાં જે હજારો સંકટો તથા આપત્તિઓ માણસ પર આવે છે, તે અંધ તથા વિચારશૂન્ય ભાગ્યના કારણથી આવતાં હોય તો આ જગત તે ખરેખર એક ભયંકર તથા ત્રાસજનક ઠેકાણું કહેવાય. એક વિદ્વાન કહે છે કે, " આખી સૃષ્ટિને ચલાવનાર કોઇ વિચારવંત

તથા બુદ્ધિસંપન્ન આત્મા છે, એવો જો મારો વિશ્વાસ ન હોય તો આ જીંદગી મને અકારી થઈ પડે."

બેશક બધા જમાનાઓમાં તથા બધા દેશોના લોકોનાં મનમાં પરમેશ્વર વિષે કંઇક ખ્યાલ હતો અને છે, અને બધાઓનાં મનમાં ભક્તિ તથા ધર્મ તરફ વૃત્તિ માલમ પડે છે; પણ સર્વ સ્થળે વિચારવંત સારાં માણસો પરમેશ્વર વિષે ખાતરીપૂર્વક જાણવાને અભિલાષા રાખતાં આવ્યાં છે. તેઓ પરમેશ્વરનો પત્તો મેળવવાને, અને વળી તે ન્યાયી, ભલો તથા માણસોને માટે કાળજી રાખનાર ઈશ્વર છે, એની ખાતરી કરવાને તેઓ અભિલાષા રાખતા આવ્યા છે. વળી તેઓ તેની શોધ કરતા આવ્યા છે, પણ તેને વિષે ખાતરીપૂર્વક જ્ઞાન તેમને હાથ લાગ્યું નથી. સઘળા દેશોમાં જ્યારે પોતા પર આવેલાં દુઃખનાં કારણો તથા દુનિયામાં જે દુઃખ થાય છે તેનાં કારણો વિષે માણસો ગુંચવણમાં પડ્યા, ત્યારે અયૂબની પેઠે તેઓ બોલ્યા છે :

"મને તે કયાં જડે, એ હું જાણતો હોત તો કેવું સારૂં! કેમકે [ત્યારે તો] હું ઠેઠ તેને આસને જઈ પહોંચત...જુઓ, હું આગળ જાઉં છું, પણ તે [ત્યાં] નથી; ને પાછળ, પણ હું તેને જોઈ શકતો નથી; ડાબે હાથે, જ્યાં તે કામ કરે છે, ત્યાં પણ હું તેને નિહાળી શકતો નથી; જમણે હાથે તે એવો ગુપ્ત રહે છે કે, હું તેને જોઈ શકતો નથી" (અયૂ. ૨૩; ૩, ૮, ૯).

હવે જો આજે આપણને દેવ વિષેનું ખાતરીપૂર્વક જ્ઞાન છે, અને જો આપણે તેને આપણા બાપ તરીકે પીછાનીએ છીએ, તો એ જ્ઞાન આપણને શી રીતે પ્રાપ્ત થયું છે? દલીલો વડે થયું છે શું? શું હાલના જમાનામાં પરમેશ્વરના અસ્તિત્વ વિષેની દલીલો પહેલાંના કરતાં વજનદાર થએલી છે, ને તેથી કરીને આપણને એ જ્ઞાન પ્રાપ્ત થયું છે શું? એમ તો ભાગ્યેજ કહેવાય. પરમેશ્વરના અસ્તિત્વ વિષેની દલીલો બહુ સબળ છે એમાં તો કંઇ શક નથી; એ દલીલો તેમની વિરૂદ્ધની દલીલો કરતાં અધિક વજનદાર છે એવું સમજીએ છીએ તો પણ પુરી ખાતરી એવી દલીલોથી આપણને થતી નથી. આ વિષે એક વિદ્વાન લખે છે કે, "તાજુબની

વાત છે કે બધાં પ્રાણીઓના કરતાં ઇશ્વરનું અસ્તિત્વ વધારે અવશ્યનું છે, તો પણ તેના અસ્તિત્વ વિષે દરેક માણસને ખાતરી થાય એવી દલીલ આજ સુધી કોઇએ રજુ કરી નથી."

ત્યારે વિજ્ઞાનશાસ્ત્ર તથા વિદ્વાનોની શોધખોળથી આપણને ઈશ્વર વિષે ખાતરી થઇ છે શું? નહિજ! તેથી ઉલટું ઘણાના મનમાં તો આ નવી નવી શોધોથી શંકામાં વધારો થયો છે; તેઓ તો આ સૃષ્ટિનો વિસ્તાર જાણે કે અત્યંત વધારી દે છે, અને પરમેશ્વરને અત્યંત દૂર હડાવી દે છે; જેમ જેમ આપણું જ્ઞાન વધતું જાય છે તેમ તેમ પરમેશ્વર દુનિયાથી વધારે ને વધારે દૂર જતો જણાય છે; અને, ખરૂં પુછો તો, ઘણા વિજ્ઞાનશાસ્ત્રીઓ તો નાસ્તિક મતના છે.

ત્યારે પરમેશ્વરના અસ્તિત્વ વિષેનું તથા તેના ગુણો વિષેનું ખાતરી-પૂર્વક જ્ઞાન આપણને શી રીતે પ્રાપ્ત થયું છે? આ પ્રશ્નનો ઉત્તર તો એજ છે કે, પ્રભુ ઇસુથી તથા તેના બોધથી આપણને એ જ્ઞાન મળ્યું છે. જે વિશ્વાસથી કરોડો માણસોને અનહદ દિલાસો મળે છે, તેને માટે આપણે ઇસુના આભારી છીએ; માણસમાં જે સૌથી શ્રેષ્ઠ વાત છે, એટલે ઈશ્વર ઉપર તેનો વિશ્વાસ, અને તે વિશ્વાસથી ઉપજતા ઉત્તમ સદ્‌ગુણો એ ઇસુથી તથા તેના શિક્ષણથી મળ્યાં છે. પ્રેરિત યોહાનના શબ્દો જેમ ગતકાળને માટે તેમ હાલના વખતને માટે પણ સાચા પડે છે કે, "દેવને કોઇ માણસે કદી દીઠો નથી; એકાકીજનિત દીકરો, કે જે બાપની ગોદમાં છે, તેણે તેને પ્રગટ કીધો છે" (યોહા. ૧ ; ૧૮).

પણ ઇસુનું શિક્ષણ આ બાબતમાં એટલું બધું સાર્થક કેમ માલમ પડે છે? તે આપણને આ મોટા વિશ્વાસમાં નિભાવી રાખે છે, તેનું શું કારણ? તે એમ કરી શકે છે અને કરે છે તેનું કારણ એ છે કે તેના મનમાં દેવ વિષેનું સંપૂર્ણ જ્ઞાન હતું તથા ઈશ્વર સર્વનો પિતા છે એવો સંપૂર્ણ અનુભવ તેને હતો તેથી કરીને તે આપણને એ વિષેની ખાતરી પમાડી શકતો હતો. તે કોઇ જગ્યાએ 'ઈશ્વર છે,' અને 'તે પિતા છે' એમ કહેતો નથી; કેમકે તે એ વાત તે એવી ખરી માનતો હતો, કે તેની સાબિતિની કંઇ જરૂર નથી, એમ માનતો હતો. વળી આપણો પ્રભુ

પોતાના પિતા વિષે જે વાત કરતો અને પોતાના પિતા સાથે જે સંબંધ રાખતો હતો ને તેમાંજ એવું કંઇક છે કે જેથી આપણને ખાતરી થઇ જાય છે. જ્યારે આપણે તેને આ પ્રમાણે બોલતો સાંભળીએ છીએ કે "મારો બાપ અત્યાર સુધી પણ કામ કરે છે, ને હું કામ કરૂં છું;" "હું એકલો નથી, કેમકે બાપ મારી સાથે છે;" "બાપ મને ઓળખે છે ને હું બાપને ઓળખું છું"; "જે જે હું બોલું છું, તે જેવું બાપે મને કહ્યું છે તેવુંજ બોલું છું;" "બાપ દીકરા પર પ્રેમ કરે છે, ને પોતે જે કરે છે તે બધું તેને દેખાડે છે" (યોહા. ૫; ૧૭: ૧૬; ૩૨: ૧૦; ૧૫: ૧૨; ૫૦: ૫; ૨૦), ત્યારે આપણાં હૃદયોમાં દૈવી શાંતિ વ્યાપી રહે છે. આપણને ખાતરી થાય છે કે, જેના વિષે તે બોલે છે તેને તે સારીપેઠે ઓળખે છે, અને જ્યારે આપણે ઇસુને આકાશ તરફ પોતાની આંખો ઉંચી કરીને એ પ્રમાણે બોલતો જોઇએ છીએ કે, "ઓ બાપ!" "ઓ પવિત્ર બાપ"! "ઓ યથાર્થી બાપ"! અથવા "હા, ઓ બાપ, કેમકે તને એવું સારૂં લાગ્યું," ત્યારે આપણને ખાતરી થાય છે કે જેની સાથે તે બોલે છે તે જીવતો તથા સાંભળનાર દેવ છે.

જો કોઇ આપણને એમ કહેવાની હિમ્મત ધરાવે કે જેમ બઆલ દેવતાના ભવિષ્યવાદીઓ તેમના દેવને હાંક મારતા હતા પણ તેમને ઉત્તર આપનાર કોઇ નહોતો, અને જેમ તે ભવિષ્યવાદીઓ ભૂલ કરતા હતા તેવીજ રીતે ઇસુ પણ ભૂલ કરતો હોય; તો આપણે એવો મત માનનારાને કરૂણાપાત્ર સમજીએ છીએ, અને જ્યારે ઇસુ આપણા આકાશવાસી બાપ વિષે બોલે છે, અથવા જ્યારે તે એમ કહે છે કે, "જે મારો બાપ તથા તમારો બાપ, ને મારો દેવ તથા તમારો દેવ તેની પાસે હું ચઢી જાઉં છું" (યોહા. ૨૦; ૧૭), ત્યારે આપણને ઇશ્વરના અસ્તિત્વ વિષે પૂરેપૂરી ખાતરી થાય છે, અને જેમ ઇસુની સત્યતા વિષે તથા તેના વિશ્વાસુપણા વિષે આપણને ખાતરી થાય છે, તેમજ ઇશ્વર વિષે સંપૂર્ણ ખાતરી પણ આપણને થાય છે,—અને આપણે માટે એવી ખાતરી બસ છે.

વળી પરમેશ્વર સાથે પરિચય રાખવાથી વધુ ખાતરી પણ આપણને થાય છે, અને તે ખાતરી જ્યારે ઝાંખી થાય છે ત્યારે ઇસુમાં જે સંપૂર્ણ

ખાતરી તથા જ્ઞાન આપણને માલમ પડે છે તેનો આસરો આપણે લઇ શકીએ છીએ, અને તેની સાથે સમાગમ રાખવાથી પરમેશ્વર આપણો બાપ છે એવો વિશ્વાસ દૃઢ થઇ શકે છે, ને તેથી આ જીંદગીમાંની ભારેમાં ભારે કસોટીઓ તથા પરીક્ષણો પણ તે વિશ્વાસને ડગાવી શકતાં નથી.

પરમેશ્વર વિષે યથાયોગ્ય વિચાર ઉત્પન્ન કરવા સારૂ "બાપ" એ નામ એકલુંજ બસ નથી. માણસો ઇશ્વરને "બાપ" કહે અને તે ઉપરથી એમ સમજે કે તે પાપ કરવાની જાણે છુટ આપનારો તથા તેની દરગુજર કરનારો ઇશ્વર છે; પણ ઇસુ જ્યારે એ નામ વાપરે છે ત્યારે ઇશ્વર વિષે એવું સમજવું અશક્ય છે, કેમકે ઇસુ પોતે અતિ પવિત્ર છે, અને તે પુરા સન્માનથી એવી પ્રાર્થના કરે છે કે "ઓ પવિત્ર બાપ"! "ઓ યથાર્થી બાપ"! ઇસુ ખ્રીસ્ત જે ઇશ્વરનો પુત્ર છે અને જે પોતે કહે છે કે, "જેણે મને દીઠો છે તેણે બાપને દીઠો છે" (યોહા. ૧૪; ૯) તેનાં ગુણલક્ષણો ધ્યાનમાં રાખ્યાથી "બાપ" શબ્દનો અર્થ આપણે ખરી રીતે સમજી શકીએ છીએ.

ઇશ્વર તે બાપ છે એ વાત ઈસુના ઉપદેશનો મુખ્ય સિદ્ધાંત છે. દાઉદનાં ગીતોમાં જુના કરારના જમાનાનો વિશ્વાસ તથા ભક્તિભાવ દર્શાવેલાં છે, અને તે પુસ્તકમાં ઇશ્વરને "રાજા" નામ આપેલું છે. "હે મારા રાજા ને મારા દેવ" (ગીત. ૫; ૨). "ગૌરવનો રાજા" (ગીત. ૨૪; ૧૦). "યહોવાહ સર્વકાળ સુધી રાજા તરીકે બિરાજનાર છે" (ગી. ૨૯; ૧૦). જો ઇશ્વરને આપણે રાજા ધારીએ તો મનુષ્યોને તેના સેવકો કહી શકાય. ઇસ્રાએલના મહાન નિયમસ્થાપકને એવો ખિતાબ આપવામાં આવ્યો છે કે, "મુસા, યહોવાહનો સેવક"; અને યશાયાહના ભવિષ્યવાદમાં મસીહને પણ "યહોવાહનો સેવક" એ ખિતાબ આપેલો છે. પણ જ્યારે ઇશ્વર તે બાપ છે એવું માનીએ ત્યારેજ મનુષ્યો દેવના દીકરા છે એમ માની શકાય છે; અને ત્યારેજ આપણે હર્ષથી બોલી શકીએ કે, "જુઓ, બાપે કેવી પ્રીતિ આપણા પર કીધી છે કે આપણે દેવનાં છોકરાં કહેવાઇએ!" (૧ યોહા. ૩; ૧).

દેવના રાજ્ય વિષે જ્યારે એવો વિચાર કરીએ છીએ કે તે આપણા બાપનું રાજ્ય છે, ત્યારે તે વિચારનું તમામ સ્વરૂપ જાણે કે બદલાઇ જાય

છે. નિયમને બદલે પ્રીતિ એ તેના ઐક્યનું બંધન થઇ પડે છે, અને લોકોને એમ નથી લાગતું કે અમે દાસ તરીકે આજ્ઞાને આધીન રહીએ છીએ, પણ દીકરાઓ તરીકે બાપના ઘરમાં સ્વતંત્રતા ભોગવીએ છીએ.

વળી મનુષ્યો એકબીજાનાં ભાઇબહેનો છે એ વાતનો ખરો આધાર એ છે કે, ઇશ્વર બધાં મનુષ્યોનો બાપ છે.

ઈશ્વર આપણો બાપ છે એથી સિદ્ધ થાય છે કે ઈશ્વર આ જીંદગીમાં આપણી સંભાળ રાખે છે, અને તે એટલે સુધી કે આપણા માથાના વાળની પણ તે ગણત્રી રાખે છે, અને આ અજાયબ જેવી વાત પણ ઇસુએજ આપણને શિખવી છે.

હવે ઇસુએ ઈશ્વરની કૃપા વિષે તથા તેનાથી મળનાર પાપની માફી વિષે જે બધું શિક્ષણ આપેલું છે તેનો આધાર એ વાત ઉપર રહેલો છે કે ઈશ્વર આપણો બાપ છે. જો ઇશ્વર માત્ર રાજા છે તો તે પરથી આપણે એવું અનુમાન કરી શકીએ છીએ કે તે આપણો ન્યાય કરશે. જો તે ન્યાયી રાજા છે તો તે પરથી એવું અનુમાન થાય છે કે, તે વાજબી રીતે ન્યાય કરીને બદલો આપશે. પણ જો તે બાપ છે તો આપણે સહજ માની શકીશું કે તે પોતાનાં ખોવાઇ ગએલા છોકરાને તે જડે ત્યાં સુધી શોધ્યા કરશે, અને જ્યારે તે છોકરૂં તેની પાસે પાછું આવીને તેના કાલાવાલા કરશે કે, "બાપ, મેં પાપ કીધું છે," ત્યારે ઉડાઉ દીકરાના દષ્ટાંતમાં જેવી રીતે વર્ણવેલું છે, તેવી રીતે તે તેનો અંગીકાર કરશે. સદરહુ દષ્ટાંતથી માણસોના મન પર સઘળાં તત્ત્વજ્ઞાન કરતાં વધારે અસર થએલી છે એમ કહીએ તો તેમાં કંઈ ખોટું નથી.

જ્યારે ઈસ્વી સનની પહેલી સદીઓમાં રૂમી સામ્રાજ્યના સર્વ દેશોમાં ઈશ્વર ઉપરની શ્રદ્ધા લોપ થઈ ગઈ હતી, અને સ્વતંત્રતા તથા જીંદગીના ઉચ્ચ હેતુઓ લગભગ નહિ જેવા થઇ ગયાં હતાં ત્યારે ખ્રીસ્તી ધર્મથીજ માણસોના મનમાં આશારૂપી અંકુર ફૂટયા. આપણા જમાનામાં પણ ધર્મના સંબંધમાં જે જાગૃતિ થઈ છે તેને માટે આપણે ઇસુને તથા તેના બોધને આભારી છીએ.

## અધ્યાય ૫.

# ઈસુનું પોતા વિષેનું શિક્ષણ.

ઈસુ તે કોણ એજ મોટો સવાલ—પોતે મસીહ છે એવું પ્રગટ કર્યું, પણ પહેલેથી નહિ—પોતાને "કોઇવાર માણસનો દીકરો" ને કોઈવાર "દેવનો દીકરો" કહ્યો—બંને નામ તેના સાંભળનારાઓને નવાં લાગતાં હતાં—"માણસનો દીકરો" એ નામ બે અર્થ સૂચવે છે (૧) તે ખરો માણસ હતો, (૨) તે સંપૂર્ણ રીતે માનવજાતનો નમુનો. "દેવનો દીકરો" એ નામ પણ બે અર્થ સૂચવે છે: (૧) તે દેવનો ખરેખરો દીકરો છે, (૨) તે એકલો ઈશ્વર પિતા સાથે (*a*) સંપૂર્ણ સન્નિધતામાં રહે છે, ને (*b*) અનાદિ કાળથી બાપ સાથે રહ્યો. આ બે નામ ઉપરથી આપણને શો લાભ થાય છે?—એકથી એવી ખાતરી થાય છે કે દેવ પ્રીતિ છે—બીજું માણસો પ્રત્યે ઈસુની અનુકંપાની ખાતરી આપે છે—"ખ્રીસ્ત" એ નામ જગતના ઈતિહાસનું મધ્યબિંદુ તથા આશય.

ઇસુ તે કોણ હશે તે વિષે લોકોનાં મનમાં બહુ ગુંચવણો ઉભી થતી હતી. તેઓ મધ્યે કેટલીક મુદત સુધી રહ્યા પછી તેણે પોતાના શિષ્યોને બે પ્રશ્નો પૂછ્યા કે—"માણસનો દીકરો કોણ છે, એ વિષે લોકો શું કહે છે?" અને "હું કોણ છું, તે વિષે તમે શું કહો છો?" ઇસુને મંડળી સ્થાપવાને સારૂ જોઇતાં સાધનો મળી આવશે કે કેમ તેનો આધાર આ બીજા પ્રશ્નનો જે ઉત્તર તેઓ આપે તેના પર રહેલો હતો, અને જ્યારે પીતરે સારો ઉત્તર આપ્યો ત્યારે પ્રભુએ તેનાં વખાણ કરીને કહ્યું કે, "સીમોન બારયોના, તને ધન્ય છે, કેમકે માંસે તથા લોહીએ નહિ, પણ મારા આકાશમાંના બાપે તને એ જણાવ્યું છે" (માત્થી ૧૬; ૧૫, ૧૭). આપણા હાલના સમયમાં પણ સહુથી અગત્યનો અને મહત્ત્વનો સવાલ તે ઇસુ વિષેનો છે. હજી પણ "હું કોણ છું એ વિષે તમે શું કહો છો?" એ પ્રશ્ન આપણને પૂછવામાં આવે છે, અને તેનો ઉત્તર આપ્યેજ છુટકો. જો આ પ્રશ્નને સાંભળ્યો કરીને બેસી રહીએ, તો સહુથી મોટી બાબતો વિષે આપણે બેદરકાર છીએ, એમ કબુલ કરવું પડે છે. હરકોઇ માણસના ગુણલક્ષણોની સૌથી બારીક તથા ખરી કસોટી એ છે કે ઇસુ વિષે તેનો કેવો વિચાર છે.

જેઓ ખ્રીસ્તી મંડળીમાં ઉછર્યાં છે, અને જેઓને મંડળીમાં નાનપણથી શિક્ષણ મળેલું છે, તેઓ એ બાબત વિષે અગાઉથી બંધાઇ ગએલા વિચારો પોતાના મનમાં આણ્યા વગર રહી શકતા નથી. વળી ઇસુના મહાન પ્રેરિતો પાઉલ તથા યોહાન ઇસુ કોણ છે તે વિષે આપણને જે શિક્ષણ આપેલું છે તે પણ આપણે ભુલી જઇ શકતા નથી. કદાપિ આપણે એ વાતો પર આધાર રાખ્યો હશે. પણ હાલના જમાનામાં, જ્યારે જે વાતો આપણે નાનપણથી શીખેલા છીએ તે વિષે પૂરી ખાતરી કરવાને આતુર છીએ, તેમાં ઇસુએ પોતા વિષે શું શિખવ્યું હતું, ને તેને પોતાને પોતા વિષે કેવો વિચાર હતો, એ બે સવાલ ખરેખર અગત્યના છે. એક વાત વિષે તેણે પહેલવહેલાં તેના બોધમાં વિવેચન કીધું નથી. પોતે મસીહ એટલે ખ્રીસ્ત છે તે વાત તેણે ઉઘાડી રીતે જાહેર કીધી નહોતી, તેમજ બીજાઓને પણ એ વાત જાહેર કરવા દીધા નહિ. એ તો ખરૂં કે પોતા વિષેની આ વાતની ખબર તેને હતી તે કોઇ કોઇ વખતે તેનાં વચનોમાં દેખાઇ આવતી હતી. પહાડ ઉપરનું ભાષણ કરતી વખતે એ વિષે તે જાણતો હતો એ સ્પષ્ટ છે. તે ત્યાં એવો દાવો કરે છે કે ન્યાય-કાળે સૌનો ન્યાયાધીશ તે થશે, કેમકે "તે દહાડે ઘણા મને કહેશે કે, પ્રભુ, પ્રભુ, શું અમે તારે નામે ભવિષ્યવાદ કહ્યો નથી? અને તારે નામે ભૂતોને કાઢયાં નથી?......ત્યારે હું તેઓને સાફ કહીશ કે મેં તમને કદી પણ ઓળખ્યા નહિ; ઓ ભુંડું કરનારાઓ, તમે મારી પાસેથી દૂર જાઓ" (માત્થી ૭; ૨૨, ૨૩). વળી "સુલેમાન કરતાં અહિં એક મોટો છે" (માત્થી ૧૨; ૪૨); એ વાકય તે પોતા વિષે બોલ્યો હતો. વળી "જો કોઈ મારી માસે આવે ને પોનાના બાપનો તથા માનો તથા વહુનો તથા છોકરાંનો તથા ભાઇઓનો તથા બહેનોનો, હા, પોતાના જીવનો પણ દ્વેષ ન કરે, તો તે મારો શિષ્ય થઈ શકતો નથી" (લુક ૧૪; ૨૬), એમાં ઇસુએ એવો દાવો કીધો કે સર્વ માણસોએ તેને સર્વોપરી જાણીને તેને આધીન રહેવું જોઈએ. વળી "જીવનની રોટલી હું છું," "હું જગતનું અજવાળું છું," "પુનરૂત્થાન તથા જીવન હું છું," "હું રસ્તો તથા સત્ય તથા જીવન છું" (યોહા. ૬; ૩૫: ૮; ૧૨: ૧૧; ૨૫: ૧૪; ૬), આ વચનોમાં કેટલી બધી મહત્તા રહેલી છે! તો પણ "હું

છું" એવું તેણે યહુદીઓને કહ્યું નહોતું. એનો ખુલાસો તો એ છે કે યહુદીઓનાં મનમાં એ હોદ્દા વિષેના વિચાર એવા અયોગ્ય સારી હતા કે જો ઈસુએ પોતાનો એ હોદ્દો ખુલ્લી રીતે તેમને જ જણાવ્યો હોત તો તેઓ તે બરાબર સમજી શકત નહિ. તે તેણે સમરૂની સ્ત્રીને ખુલ્લેખુલ્લું કહ્યું કે "હું તેજ ખ્રીસ્ત છું," તે જો તેણે યહુદીઓને પણ કહ્યું હોત તો યહુદીઓ એમ સમજત જગતી રાજા છે, અને તેનું રાજ્ય પણ આ જગતનું છે, અને ઈસુને કૃત્યો તથા આચરણ તથા ઉપદેશથી ખરા શિષ્યોને પ્રાપ્ત કરવાનો ખત મળે તે પહેલાં તેઓ તેને મારી નંખાવત. એ કારણથી તાની જીંદગીની લગભગ આખી મુદત સુધી પોતાનો ખરો હોદ્દો ધા વિના લોકો મધ્યે હરવાફરવાની જરૂર પડી. જે મસીહ ી સદીઓ અગાઉથી ભવિષ્યવાણીઓ કહેવામાં આવી હતી યારી થતી આવી હતી તેજ મસીહ તે હતો; તેણે ખાનગીમાં તે હોદ્દો સ્વીકાર્યો હતો, અને છેવટે તેણે જાહેર રીતે પણ તે ો હતો (માત્થી ૧૬; ૧૬, ૧૭: ૨૬; ૬૩, ૬૪).

પોતાના સંબંધમાં બે નામોનો ઉપયોગ કરતો. એક તો એ ણસનો દીકરો;" આ નામ તે પોતાને યહુદાહમાં તથા ગાલી- રખી છુટથી આપતો હતો; બીજું નામ એ કે, "દેવનો ;" આ નામ ઘણું કરીને યરૂશાલેમમાં યહુદીઓના આગેવાનોની દવિવાદ કરતાં તે પોતાને આપતો. પણ આ બે નામ મસીહનાં એમ યહુદીઓ સમજતા નહોતા. વળી યહુદીઓ તેમનો અર્થ મજે તે હેતુથી ઈસુએ એ નામ જુના કરારમાંથી લીધાં હતાં એમ ી. દાની. ૭; ૧૩ નો તરજુમો એમ નથી થતો કે "માણુસના જેવો" પણ એમ થાય છે કે "એક માણુસના દીકરાના જેવો" માત્ર એટલુંજ સૂચવે છે કે, પરાત્પર દેવના સંતોના રાજ્યને રૂપે માણુસની ઉપમા આપી શકાય છે, જ્યારે અગાઉનાં રાજ્યોને સિંહ, રીંછ, ચિત્તા વગેરે પશુઓની ઉપમા અપાય છે. તું મારો પુત્ર છે, આજ મેં તને જન્મ આપ્યો છે" (ગીત ૨; 'હું તેનો બાપ થઈશ, અને તે મારો પુત્ર થશે" (૨ શમૂ. ૭;

૧૪); અને "હું તેને મારો જયેષ્ઠ...કરીશ" (ગીત. ૮૯; ૨૭),—એ જુના કરારનાં વાકયો જોકે મસીહને લાગુ પડે છે એમ યહુદીઓ સમજતા હતા, તોપણ આવનાર મસીહ દેવનો દીકરો હશે એવી વકી તેઓ એ વાકયો પરથી બિલકુલ રાખતા નહોતા, કેમકે જોકે ઇસુએ ઘણી વાર પોતાને 'માણુસનો દીકરો' અને 'દેવનો દીકરો' કહ્યો હતો તોપણ લોકો પુછતા હતા કે માણુસનો દીકરો એ કોણ છે? અને તેઓ વળી કહેતા હતા કે "જો તું તે ખ્રીસ્ત હોય, તો અમને સાફ કહે" (યોહા. ૧૦; ૨૪).

ત્યારે આ જે સંજ્ઞાઓ ઇસુ પોતાને લાગુ પાડતો હતો, તે કયાંથી આવી? જુના કરારમાં મસીહને આપેલાં નામોમાંથી એ સંજ્ઞાઓ જો નથી લીધી, અને જો તેના સાંભળનારાઓની સમજમાં તેઓ નવી તથા અજાણી જેવી હતી તો તે આવી કયાંથી? એનો ઉત્તર અમે એ આપીએ છીએ કે તે સંજ્ઞાઓ તેના પોતાના અંતઃકરણમાંથી આવી. તેના પોતાના દિલમાં જે લાગણી હતી તે દર્શાવનારા તે શબ્દો હતા. તેને એવી સ્પષ્ટ લાગણી હતી, અને અનુભવથી પણ તે જાણતો હતો કે માણસોની સાથે મારી નિકટ સંગતિ છે, તેમજ ઇશ્વરની જોડે પણ નિકટ સંગતિ છે, તેથીજ માણુસો સાથેની સંગતિને કારણે તે પોતાને "માણુસનો દીકરો" કહેતો; ને ઇશ્વિર સાથેની સંગતિને લીધે તે પોતાને "દેવનો દીકરો" કહેતો હતો.

પ્રથમ આપણે "માણુસનો દીકરો" એ નામ વિષે વિચાર કરીએ. એમાં બે મુખ્ય બાબતો સમાએલી છે: એક તો એ કે, ઇસુ ખરેખર માણુસ હતો; બીજી એ કે, તે અનુપમ માણુસ હતો. "માણુસનો દીકરો" એ નામ બતાવે છે કે તેને ખરેખર માનવ સ્વભાવ છે, અને વળી મનુષ્યજાતની અબળતા તેનામાં છે તથા તેને બીજાઓ પર આધાર રાખવો પડે છે, તેમ છતાં સૃષ્ટિમાં માણુસનું પદ સહુથી ઉત્તમ છે. વળી ઇશ્વિર રહેમ કરીને માનવ સાથે સંબંધ રાખે છે તેમાં માનવનું ખાસ મહત્ત્વ સમાએલું છે, જેમ ગીતશાસ્ત્રમાં લખેલું છે કે "હું આકાશો એટલે તારા હાથનાં કામ વિષે, ને ચંદ્ર તથા તારાઓ જેઓને તેં ઠરાવ્યા છે, તેઓ વિષે વિચાર કરૂં છું, ત્યારે [હું કહું છું કે] માણુસ કોણ કે તું તેનું

સ્મરણ કરે છે? ને મનુષ્યપુત્ર કોણ કે તું તેની મુલાકાત લે છે? કેમકે તેં તેને દેવ કરતાં થોડોજ નીચો કીધો છે, ને તું તેના૦ પર ગૌરવ તથા માનનો મુગટ મૂકે છે" (ગીત. ૮; ૩-૫). "માણસનો દીકરો" એ નામ ધારણ કરવાથી ઇસુ એવું સૂચવતો હતો કે, આ નીચ તેમજ ઉંચ હાલતમાં હું ભાગીદાર છું. માણસની આ હાલત વિષે ફ્રેન્ચ વિદ્વાન પાસ્કલ કહે છે કે, "જો તમે માણસને ઉંચ કરો, તો હું તેને નીચ કરીશ; જો તમે તેને નીચ કરો તો હું તેને ઉંચ કરીશ." તેણે એ નામથી એ પણ દર્શાવ્યું છે કે, મનુષ્યોની જે લાગણીઓ છે તેજ લાગણીઓ તેને પણ છે; માનવી મનોવૃત્તિઓ તથા હિતાહિત તેને પણ લાગુ પડેલાં છે; તેને માનવી જીવનનો ખરેખરો અનુભવ છે, તેને પરીક્ષણો સહેવાં પડે છે, અને ભૂખ, દુઃખ તથા મોતને તે આધીન છે.

પણ એ સર્વ ઉપરાંત પોતાને 'માણસનો દીકરો' એ નામ આપવાથી તે એવું દર્શાવે છે કે પોતે અનુપમ તથા સંપૂર્ણ માણસ છે. વળી તે માત્ર યહુદીઓનોજ નહિ, પણ આખી માનવજાતનો હિમાયતી તથા શિર છે, અને પુરૂષો તથા સ્ત્રીઓને, વિદ્વાન તથા અવિદ્યને, મોટા વિચાર કરનારા તથા મહાન કાર્યો કરનારાને તેનામાં નમુનો તથા સહૃદયતા મળી આવે છે. આ સંજ્ઞાથી ઇસુ પોતાને યહુદીપણાથી વિરક્ત કરીને સમસ્ત મનુષ્યજાતની સાથે એવા સંબંધમાં લાવે છે કે, માણસ-જાતના જે શત્રુઓ તે તેના શત્રુઓ છે, સર્વ લોકોનાં દુઃખો તથા બોજા તો તેનાં છે. તેઓની ભાવિ પ્રગતિ સાથે તેનો અભેદ્ય સંબંધ છે. પ્રેરિત પાઉલ કહે છે તેમ તે બીજો આદમ છે.

હવે ઇસુ પોતાને જે બીજી સંજ્ઞા લાગુ પાડે છે, એટલે "દેવનો દીકરો" તે વિષે વિચાર કરીએ. આ નામ વધારે વાર યોહાનની સુવાર્તામાં આવે છે તોપણ બીજી સુવાર્તાઓમાં પણ મળે છે. આ સંજ્ઞામાં પણ બે મુખ્ય બાબતો સમાએલી છે, એટલે કે, તે ખરેખર દેવનો દીકરો છે, અને તે અનુપમ રીતે દેવનો દીકરો છે.

યરૂશાલેમમાં યહુદીઓના આગેવાનોની સાથે વાદવિવાદ કરતાં જે બાબત પર આપણે તેને વારંવાર ભાર મૂકતો જોઇએ છીએ તે એ હતી

કે પોતે ખરેખર તથા ખાસ રીતે દેવનો દીકરો છે. આ વાદવિવાદ અત્યંત ચિત્તાકર્ષક છે અને તેનો અનુપમ દાખલો એ વાદવિવાદની શરૂઆતમાંજ યોહાનની સુવાર્તાના પાંચમા અધ્યાયમાં જોવામાં આવે છે. આપણે તે વાંચવા માંડીએ છીએ ત્યારે પ્રથમ તો આપણને અચંબો લાગે છે, કેમકે તેનો પોતાનોજ નિયમ એટલે કે, જે પવિત્ર છે તેને અપવિત્રને ન આપો, અને તમારાં મોતી ભુંડોની આગળ ન ફેંકો, એ નિયમ તે પોતે તોડતો હોય એમ દેખાય છે. પોતાના બાપ સાથેની પોતાની જે સંગત તેના માર્મિક ભેદ તથા તે સંગત જે પ્રીતિ દર્શાવે છે તે પ્રીતિની ખૂબી વિરોધી લોકોને તે જાહેર કરે છે. તેનું પહેલું વાક્ય જે તે બોલે છે તેમાં પોતે દેવ હોવાનો દાવો એવી રીતે તે કરે છે કે વાંચનારાઓને અચંબો ઉત્પન્ન થાય— "મારો બાપ હજી સુધી કામ કરતો આવ્યો છે, અને હું પણ કામ કરૂં છું." ત્યાર પછી તે એવું દર્શાવે છે કે દીકરાનો સઘળો આધાર બાપ પર છે, અને દીકરો બાપની ઇચ્છા પૂરી પાળે છે. "હું મારા બાપની ઇચ્છા પાળ્યા વગર રહી શકતો નથી" એવું બોલવું એ સારા પુત્રને ઘટાર્થ છે. લુથર જે બહાદુરીના શબ્દો બોલ્યો હતો કે, "એજ મારો દૃઢ નિશ્ચય છે, હું તે બદલી શકતો નથી; ઇશ્વર મારી સહાય કરો!" એજ નૈતિક પ્રકારના શબ્દો તે છે. એવીજ રીતે ઇસુ કહે છે કે, "દીકરો બાપને જે કંઈ કરતો જુએ છે તે શિવાય કંઈ પોતે કરી નથી શકતો; કેમકે તે જે જે કરે છે તે તે દીકરો પણ તેજ પ્રમાણે કરે છે," "હું પોતાથી કંઈ કરી શકતો નથી,...કેમકે હું પોતાની ઇચ્છા નહિ, પણ જેણે મને મોકલ્યો છે, તેની ઇચ્છા પૂરી કરવા ચાહું છું" (યોહા. ૫; ૧૯, ૩૦). "કેમકે મેં પોતાથી નથી કહ્યું, પણ મારે શું કહેવું, તથા મારે શું બોલવું, એ વિષે બાપ જેણે મને મોકલ્યો છે તેણે મને આજ્ઞા આપી છે" (યોહા. ૧૨; ૪૯). "હું મારા બાપને નામે આવ્યો છું" (યોહા. ૫; ૪૩). ઇસુ પોતા વિષે એવું પણ દર્શાવે છે કે, પોતે ખરા પુત્રને છાજે તેમ જાથુ પોતાના બાપના નમુના પર નજર રાખી પોતાના બાપના કહેવા પ્રત્યે પોતાના કાન ખુલ્લા રાખે છે; અને વળી બાપ દીકરા ઉપર એવી પ્રીતિ રાખે છે કે તે એનાથી કંઇ વાત છુપી રાખતો નથી, અને એને સર્વોત્તમ શક્તિઓ પણ કંઇ બાકી રાખ્યા વગર આપી દે છે. "બાપ દીકરા પર

પ્રેમ કરે છે, ને પોતે જે કરે છે તે બધું તેને દેખાડે છે, ને તે તેને એ કરતાં મોટાં કામ દેખાડશે, એ માટે કે તમે અચરતી પામો." "બાપ પણ કોઇનો ન્યાય ચુકવતો નથી, પણ ન્યાય ચુકાવવાનું સઘળું કામ તેણે દીકરાને સોંપ્યું છે, તે એ સારૂ કે જેમ બધા બાપને માન આપે છે, તેમ દીકરાને પણ માન આપે." "જેમ બાપને પોતામાં જીવન છે, તેમ દીકરાને પણ પોતામાં જીવન રાખવાનું તેણે આપ્યું" (યોહા. ૫; ૨૦, ૨૨, ૨૬).

તેના કટ્ટા વિરોધીઓની આગળ એવી સ્પષ્ટ રીતે બોલવામાં ઇસુનો શો હેતુ હતો? તેનો પ્રથમ હેતુ તો બેશક એજ હશે કે તેઓનાં મનમાં ખાતરી થાય, અને એમ તેઓ વિશ્વાસ કરીને તારણ પામે (યોહા. ૫; ૩૪); બીજું એ કે પોતે નિત્ય દેવની સાથે ખરેખરો સમાગમ રાખે છે એ વાત તેમની આગળ ખુલ્લી કરીને સબળ પ્રમાણથી પોતાને દેવનો દીકરો સાબીત કરવો. તેણે જાણે કે દેવપુત્ર તરીકે પોતાના મહિમાનાં કિરણો તેઓ પર એક પછી એક પ્રકાશવા દીધાં; અને જો તેઓની આંખો પર દ્વેષરૂપી પડદો આવેલો ન હોત તો તેઓએ જોયું હોત કે ઇસુ ખરેખર પોતાના મનની પુરી ખાતરીથી બોલતો હતો; વળી તેના મહિમાનાં એ કિરણો તેમને એટલાં બધાં સુંદર તથા દૈવી દેખાયાં હોત કે તેના પર વિશ્વાસ ઉત્પન્ન થયા વગર રહેત નહિ.

ઇસુનું પુત્રપણું સત્યજ છે; વળી તે અનુપમ છે. ઇસુ પોતાના બાપની સાથે પોતાના સમાગમ વિષે જે હકીકત આપે છે તેમાં ઘણી વાતો એવી છે કે એજ પ્રકારનું પુત્રપણું અને એજ પ્રકારનો સમાગમ તો બધા ઇશ્વરભક્તો પ્રાપ્ત કરી શકે એમ છે. પણ જોકે બન્નેના ઇશ્વર સાથેના સંબંધનો પ્રકાર તો સરખો છે તો પણ દરજ્જામાં તફાવત છે. ઇસુનો બાપ સાથેનો સમાગમ ન્યૂનતારહિત, ને પૂરેપૂરો હતો. તેને આડે કદી પાપ આવ્યું નહોતું. ઇસુ જે કંઇ કહે છે કે કરે છે તે ઇશ્વરની આજ્ઞાથી ને તેની પ્રેરણાથી કહે છે તથા કરે છે. "હું પોતાથી કંઇ કરતો નથી, પણ જેમ બાપે મને શિખવ્યું છે, તેમ એ વાતો હું કહું છું" (યોહાં. ૮; ૨૮). ઇસુ પોતાની તથા ઇશ્વરની વચમાં ભિન્નતા-રૂપી કંઇ પણ પડદો જાણતો નહોતો. "જેણે મને મોકલ્યો તે મારી

સાથે છે; તેણે મને એકલો નથી મૂકયો; કેમકે તેને ગમતાં કામો હું નિત્ય કરૂં છું" (યોહા. ૮; ૨૯). એ માટે ઇસુ પોતાને દેવનો ખાસ પુત્ર કહે છે. ઇશ્વરપુત્રપણાની તેની લાગણી તથા ઇશ્વરપુત્ર તરીકે તેનું જાયુ વર્તન તે ખામી વગરનાં તથા પરિપૂર્ણ છે, અને તેથી તે અનુપમ રીતે દેવનો દીકરો છે.

પણ બીજો એક અગત્યનો પ્રશ્ન છે, તે એ કે, શું ઇસુ પોતાના પુત્રપણાનું અનુપમપણું બીજાં કોઈ પ્રમાણોથી સાબીત કરે છે? શું તે અનુપમ ને પૂર્ણાંશે દેવપુત્ર એટલુંજ નહિ, પણ સનાતન પુત્ર હોવાનો દાવો કરે છે? શું તે કોઈ ઠેકાણે એવું શિખવે છે કે તે આ દુનિયામાં આવ્યો તે પહેલાં પણ તે હતો, કે સનાતન કાળથી છે, કે બાપનો બરાબરીઓ છે?

ઇસુ અનુપમ રીતે દેવનો પુત્ર છે, અને જે અર્થમાં તથા જેટલે અંશે તે દેવનો પુત્ર છે, તે અર્થમાં તથા તેટલે દરજ્જે કોઈ પણ માણસ દેવની જોડે પુત્રનો સંબંધ ધરાવતો નથી એ તો નિર્વિવાદ છે. પણ શું ઇસુ કોઈ જગ્યાએ પોતા વિષે એવો દાવો કરે છે? ઘણી જગ્યાએ તેણે એવાં વચનો વાપરેલાં છે કે તેઓમાં એ સઘળો અર્થ સમાએલો જણાય છે. તેના અનાદિપણાની વાત નીચેના જેવાં વાકયોમાં બેશક સમાએલી છે; "હું બાપ પાસેથી નીકળીને જગતમાં આવ્યો છું; વળી હું જગત મૂકીને બાપની પાસે જાઉં છું" (યોહા. ૧૬; ૨૮). "જગત થયા અગાઉ તારી સાથે જે મહિમા હું ભોગવતો હતો, તેથી તું હમણાં પોતાની સાથે મને મહિમાવાન કર" (યોહા. ૧૭; ૫). આવાં વાકયોમાં, ઇસુ ખાસ રીતે ઇશ્વરનો પુત્ર હતો એવો અર્થ સમાએલો છે એ આપણે ખાત્રીપૂર્વક કહી શકીએ છીએ. "હું તથા બાપ એક છીએ" (યોહા. ૧૦; ૩૦). એ વાકયનો અર્થ કદાપિ મારીમચરડીને એવો કરી શકાય કે એ એકતા નૈતિક એકતા છે, અને સત્ત્વ સંબંધીની નથી, તો પણ "ઇબ્રાહીમનો જન્મ થયા પહેલાંનો હું છું" (યોહા. ૮; ૫૮) એ વાકયમાં "હું છું" એનો અર્થ સર્વકાળિક છે, અને તે સનાતન અસ્તિત્વ કરતાં કંઇ ઓછું દર્શાવે છે એવું સમજવું અમારા ધારવા પ્રમાણે અશકય છે. એ શબ્દો યહુદી શ્રોતાઓની નજરમાં અતિ

પવિત્ર હતા, કેમકે સ્વયંભૂ ઇશ્વર મુસાને પ્રગટ થયો હતો ત્યારે તેનું નામ પણ એજ શબ્દોનું બનેલું હતું (નિર્ગમન ૩ ; ૧૪), અને એ સાંભળ-નારાઓની આગળ ઇસુએ એ શબ્દો એ કરતાં કંઈ હલકા અર્થમાં વાપર્યાં હોય એ વાત અશકય છે. વળી થોમાએ જે શબ્દો વાપર્યાં, એટલે કે, "મારા પ્રભુ ને મારા દેવ" (યોહા. ૨૦ ; ૨૮), (જેથી તે જે છેલ્લો શિષ્ય હતો તે પહેલો ગણવામાં આવ્યો) તે કબૂલાત પણ ઇસુએ માન્ય કરીને પોતાની સર્વોત્તમતા સ્વીકારી.

આ શિવાય બીજી દલીલો પણ છે. પ્રેરિતોની સાક્ષી છે. વળી ખ્રીસ્તી લોકોનો અનુભવ છે. ઇસુની સાથેના સમાગમને લીધે તેઓમાં જે ફેરફાર તથા સુધારો થાય છે અને જે આશિષ તેઓને પ્રાપ્ત થઈ છે તે ઇશ્વર તરફથીજ થઈ છે, એવી તેઓને ખાત્રી થઈ છે. એક વિદ્વાનના કહેવા પ્રમાણે તેઓને તો પ્રભુ ઇસુ ઇશ્વરની ગરજ સારે છે, અને તેઓ તેને સનાતન પુત્ર કરતાં કંઈ ઉતરતી પંક્તિનું નામ આપી શકતા નથી.

હવે "દેવનો દીકરો," "માણસનો દીકરો," અને "ખ્રીસ્ત" એ ત્રણ સંજ્ઞાઓ ઉપરથી ઇસુ વિષે શું શીખી શકાય તેનો આપણે વિચાર કરીએ.

૧. ઇસુ દેવનો સનાતન પુત્ર છે એવું માનવું તે માત્ર તર્કવિવાદની વાત નથી. ઇસુ કોણ હતો—એ સવાલના જવાબ ઉપર ઇશ્વર વિષેના આપણા વિચારનો આધાર રહેલો છે, અને આપણા નૈતિક અને આત્મિક જીવનમાં એ વિચાર સર્વ કરતાં અગત્યનો છે. જો ઇસુ સનાતન પુત્ર છે, તો દુનિયામાં તેને મોકલ્યો એમાં દેવની કેટલી બધી કૃપા છે! જો ઇશ્વરે કોઈ ઉત્તમ દરજ્જાના દૂતને જગતમાં મોકલ્યો હોત, તો તે બેશક માણસના હિતને માટે તેની કાળજીનું મોટું પ્રમાણ ગણાત ; પણ ઇશ્વરે પોતાનો પુત્ર જે નિરંતર પોતાની સાથે હતો તેને મોકલ્યો, તેથી ખરૂં જોતાં તે જાતે આવ્યો એમ કહેવાય. "ઇસુ" એટલે જાણે મનુષ્યોની ભાષામાં "દેવ." ઇસુ, એ દેવની આબેહૂબ મૂર્તિ કે પ્રતિમા છે, અને જો તે એકાકીજનિત પુત્ર હોય તો, તેનાં દુઃખ અને મરણમાં ઇશ્વર આપણે માટે પોતાનું અર્પણ કરે છે. પ્રીતિ જેટલું સૂચવે અથવા કરે તેટલું

તે આખર સુધી કરે છે. તેથી આપણને નિઃસંશય ખાતરી થાય છે કે જે દુનિયામાં આપણે રહીએ છીએ, તેમાં પ્રીતિનુંજ રાજ્ય છે, અને પ્રીતિ એજ સૃષ્ટિનો આખરનો નિયમ છે. આ જગતમાંનાં સઘળાં પાપ તથા દુઃખ છતાં સઘળાં વાનાં સારાંજ થશે એવી આશા વિશ્વાસથી રાખવી એ કોઈ પણ રીતે નિષ્ફળ જશે નહિ. ઇશ્વરને "બાપ" નામ આપવું એ વાજબી અને પ્રમાણયુક્ત છે.

જો ઇસુ ઇશ્વરનો સનાતન પુત્ર ન હોય તો ઇશ્વરના સામર્થ્યના પ્રમાણમાં તેની પ્રીતિ ઘણી ઉતરતી માલમ પડે છે. સૂર્યમંડળ અને નક્ષત્રો તેનું અપાર સામર્થ્ય બતાવે છે, તેમ તેની અપાર પ્રીતિ પ્રદર્શિત થવાની જરૂર છે. આ પ્રીતિ તેના સનાતન પુત્રમાં દર્શાવવામાં આવે છે.

૨. "માણસનો દીકરો" એ નામ પણ આપણને લગભગ તેટલીજ કિમ્મતનું છે. ઇસુ ખરેખર માણસ છે, ને સગપણમાં અને અનુભવમાં તે આપણી નજીકમાં આવેલો છે, એ જ્યારે સમજીએ ત્યારે તેની આગળ પ્રાર્થના કરવાથી આપણા આત્માને કેટલો બધો દિલાસો મળે છે! કારણ કે જેમ આપણે આ જગતમાં જીવીએ છીએ અને આપણને જેવી લાગણીઓ થાય છે તેમજ તે જીવતો હતો અને તેને તેવી લાગણીઓ થતી હતી. જેમ મને પરીક્ષણો થાય છે તેમ ઇસુને પણ થયાં; જેમ મને દુઃખ પડે છે તેમ ઇસુને પણ દુઃખ પડયાં; એ વિચાર પરીક્ષણ વખતે કે દુઃખ વખતે કેટલું ધૈર્ય આપનારો છે! "જે જે ઇસુએ સહ્યાં, તેથી તે આજ્ઞાપાલન શીખ્યો," અને તેવી રીતે હવે મારે પણ તે શીખવું જોઇએ. એ "માણસનો દીકરો" આપણો પ્રભુ તથા ગુરૂ છે એ વિષે વિચાર કરીએ, અને ઇશ્વર સાથે પુત્રપણાના નિટકના સંબંધનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે મનુષ્યના તમામ બોજા હલકા થયલા માલમ પડે છે, અને મનુષ્યની આશાઓ વધુ ઊંચી પંક્તિએ ચઢેલી દેખાય છે. આ "માણસનો દીકરો" સર્વ મનુષ્યજાતિનો સર્વોપરી પ્રતિનિધિ છે, એવા વિશ્વાસથી આપણી માનવજાતનું આખું ભવિષ્ય તેજસ્વી બની જાય છે.

૩. ત્રીજું નામ "ખ્રીસ્ત" (અથવા અભિષિકત કરેલો). એ નામ તે વખતના યહુદીઓનેજ માત્ર નહિ, પણ હજી સુધી આપણને

પણ તે ખાસ અર્થસૂચક અને અગત્યનું છે. એ નામ આપણને ખાતરી કરી આપે છે કે યહુદીઓના વંશપરંપરાના આશયો ઈસુમાં ફળીભૂત થયા છે, અને યહુદીઓનો ઇતિહાસ તે તેને માટેની તૈયારીનો ઇતિહાસ છે એટલુંજ નહિ, પણ આખા જગતનો ઇતિહાસ પણ તેની તૈયારીનો ઇતિહાસ હતો એમ કહેવામાં કંઈ ખોટું નથી, અને હવે તેનું આ વચન--"આકાશમાં તથા પૃથ્વી પર સર્વ અધિકાર મને અપાયો છે" ( માત્થી ૨૮ ; ૧૮ ) તે દેખાડે છે કે જગતના ઇતિહાસનું વલણ તેનું પુનરાગમન સૂચવે છે, અને ઇસુ ફરીથી આવશે ત્યારે જગતને અંતે જગતના ઇતિહાસની ચઢતી ઉત્તરોત્તર ચંદ્રની કળાની પેઠે પૂર્ણ થશે.

---

## અધ્યાય ૬.

## ઈસુનું માણુસ વિષેનું શિક્ષણ.

ઈસુના શબ્દો, તેનાં કામો, અને મુખ્યત્વે કરીને તેના અવતારથી શિખવેલી માણુસની કિમ્મત. આ કિમ્મત ઈશ્વરના પિતાપણા પર આધાર રાખે છે. વિધર્મી વિચારો અને કામો સાથે સરખાવો—માણુસનું પાપ તે (૧) અઘોર અને ભારે શિક્ષાપાત્ર છે, (૨) સર્વ માણસોનું છે (૩) મૂળથીજ છે (૪) માણુસના છેક અભ્યંતરમાં છે કે તે તેને કાઢી શકતું નથી—માણુસ નરદમ ભુંડું નથી—શું બધાં માણુસો દેવનાં છોકરાં છે? બધાં માણુસ જ્ઞાનમાં, નૈતિક લાગણીમાં અને સ્વતંત્ર મરજીમાં દેવને મળતાં છે, તેથી બધાં માણુસ દેવનાં છોકરાં થઈ શકે એવાં છે—ગુણલક્ષણમાં અને ખાસ હકોમાં તેઓ એવાં નથી--શેતાન વિષેનું ઈસુનું શિક્ષણ—માનવસ્થિતિનો મહિમા તથા તેનાં કરૂણાજનક દુ:ખ; તો પણ (૧) બધાંનો છૂટકારો શક્ય છે, અને (૨) બધાંને માટે પૂરતો છૂટકારો છે.

માણુસની પ્રકૃતિમાં એવી ઘણી બાબતો છે કે જેની સમજણ મેળવવી મુશ્કેલ છે, ને આપણુને ગુંચવણુમા નાખે એવી છે. જ્યારથી માણુસો એ વિષય સંબંધી વિચાર કરવા લાગ્યા, ત્યારથી વિદ્વાનોના એ બાબતો વિષે ઘણા વાદવિવાદ થયા છે, અને હજી સુધી તેઓનું નિરાકરણ થયું નથી.

હવે માણુસ વિષે ઈસુ શું શિખવતો તેનો વિચાર કરીશું. તેના વિષે એવું કહેવામાં આવ્યું છે કે, "માણુસમાં શું છે તે તે જાણુતો હતો," ત્યારે આપણે જાણુવા ઈંતેજાર થઇએ છીએ કે માણુસ વિષે તેનો બોધ કેવો હતો? તે પ્રકાશ આપનારો એવો છે કે અંધકારમય છે? માણુસ વિષે તેનો વિચાર ઉચ્ચ હતો કે હલકો હતો? તે આશાભર્યો હતો કે નિરાશા ઉત્પન્ન કરે એવો હતો?

૧. ઇસુના બોધમાં એક વાત આપણું ખાસ ધ્યાન ખેંચે છે, કે તે માણુસજાતની એટલુંજ નહિ પણુ પ્રત્યેક મનુષ્યની (દરેક વ્યકિતની) કિંમત અતિશય મોટી છે. આ સંબંધીના તેના શબ્દો તથા જે સવાલો તેણે પૂછેલા, તે પણુ આપણુને યાદ આવે છે. "બીહો મા; ઘણી ચલ્લીઓ કરતાં તમે મૂલ્યવાન છો" (માત્થી ૧૦; ૩૧). "જો માણુસ આખું જગત મેળવશે, ને પોતાના જીવની હાનિ પામશે, તો તેને શો લાભ

થશે? અથવા માણસ પોતાના જીવને બદલે શું આપશે?" (માત્થી ૧૬; ૨૬). "માણસ ઘેટા કરતાં કેટલું ઉત્તમ છે?" (માત્થી ૧૨; ૧૨).

નીચમાં નીચ પંક્તિનો માણસ ઈસુના માનવા પ્રમાણે ભારે મોટી કિમ્મતનો છે; આ વાત ગરીબો પ્રત્યે તેની હમેશની સહાનુભૂતિ દેખાડી આપે છે, તેમ બાળકો વિષે તેના આશ્ચર્યકારક શબ્દો અને તેના શિષ્યોને દીધેલો ઠપકો, તે ઉપરથી સિદ્ધ થાય છે. "દરિદ્રીઓ, તમને ધન્ય છે" (લુક ૬; ૨૦). "દરિદ્રીઓને સુવાર્તા પ્રગટ કરાય છે" (માત્થી ૧૧; ૫). "વળી જે કોઈ મારે નામે એવા એક બાળકનો અંગીકાર કરે છે, તે મારો અંગીકાર કરે છે" (માત્થી ૧૮; ૫). "હું તમને કહું છું કે આકાશમાં તેઓના દૂત મારા આકાશમાંના બાપનું મ્હો સદા જુએ છે" (માત્થી ૧૮; ૧૦). "આ મારા ભાઇઓમાંના બહુ નાનાઓ-માંથી એકને તમે તે કીધું, એટલે મને કીધું" (માત્થી ૨૫; ૪૦). જ્યારે તે ભૂલા પડેલા ઘેટા, ખોવાયલા સિક્કા અને ખોવાયલા દીકરાનાં દૃષ્ટાંતો કહ્યા પછી કહે છે કે, "હું તમને કહું છું કે તેમજ એક પાપી માણસ પસ્તાવો કરે, તેને લીધે દેવના દૂતોની સમક્ષ હર્ષ થાય છે" (લુક ૧૫; ૧૦), ત્યારે ઈશ્વરની નજરમાં એક મનુષ્યના આત્માની કિમ્મત કેટલી બધી છે તે સર્વને આશ્ચર્ય પમાડે એવી રીતે તે દેખાડી આપે છે.

વળી પ્રત્યેક દુઃખી તથા દરદી માણસને માટે ઈસુની ઉંડી લાગણી, અને તે દુઃખ મટાડવાને તેનાં કૃપાએ ભરેલાં કૃત્યો, તેની નજરમાં દરેક વ્યક્તિની કિમ્મત કેટલી મોટી છે તે દર્શાવી આપે છે. પણ માણસો તેના ધારવા પ્રમાણે કેટલી બધી કિમ્મતનાં છે એ ખાસ રીતે બે વાતો ઉપરથી માલમ પડી આવે છે, એટલે દુનિયામાં તેના આગમનથી અને તેના આગમનના પ્રયોજનથી. "માણસનો દીકરો સેવા કરાવવાને નહિ, પણ સેવા કરવાને, તથા ઘણા લોકની ખંડણીને સારૂ પોતાનો જીવ આપવાને આવ્યો છે" (માત્થી ૨૦; ૨૮). ઇશ્વરનો સનાતન પુત્ર મનુષ્યનો અવતાર ધારણ કરે એ બિના એટલી તો અજાયબ છે કે આપણને તે માનવું ઘણુંજ કઠણ થઈ પડે છે, અને તેણે માણસને ખાતર એમ કીધું એ ઈશ્વરની નજરમાં મનુષ્યની કેટલી બધી કિમ્મત હશે તે વિષે પ્રમાણભૂત છે. ઈશ્વરની નજરમાં મનુષ્યના આત્માની નૈતિક અભિ-

વૃદ્ધિ કરતાં આકાશમંડળનું અચળપણું વધારે અગત્યનું નથી. એ બાબતની જેટલી ઇસુના અવતારથી આપણને ખાતરી થાય છે તેટલી બીજા કશાથી થતી નથી.

જો આપણે અહીં સવાલ ઉઠાવીએ કે ઇસુની નજરમાં માણસોની એટલી બધી કિમ્મત શા કારણને લીધે છે? તો તેનો ઉત્તર એ છે જે તેના આ શિક્ષણનો તેમજ તેના બધા શિક્ષણનો પાયો ઇશ્વર વિષે તેના વિચાર છે. જો ઇશ્વર માણસોનો બાપ હોય, જો મનુષ્યને સરજાવવામાં ઇશ્વરનો હેતુ એ હોય કે તેઓ તેનાં છોકરાં ગણાય, અને જો તેણે પોતાના વિશ્વમાં મનુષ્યને સારૂ એવી ઉત્તમ પદવી રાખી છે, તો માણસની કિમ્મત અપાર હોવીજ જોઇએ. જો મનુષ્ય ઇશ્વરનો દીકરો હોય, અને જો તે દીકરા તરીકે ઇશ્વર ઉપર પ્રીતિ રાખીને ઇશ્વરના પરમસુખમાં પોતાનો ફાળો આપતો હોય, તો મનુષ્યની કિમ્મતની હદજ બાંધી ન શકાય. હલકામાં હલકો ભિખારી ઇશ્વરના સમાગમમાં અમર જીંદગીની લાયકાત ધરાવનાર હોય તો તેને પાદશાહી વૈભવ કરતાં વધુ માન ઇશ્વર આપે છે એ આપણે માની શકીએ છીએ.

ઇસુના આ શિક્ષણની સાથે જો ખ્રીસ્તી ધર્મના વિરોધીઓના મતનો મુકાબલો કરીએ તો, તેની ખૂબી આપણને વધારે સારી રીતે માલમ પડશે. નાસ્તિક મત પ્રમાણે માનવ જીંદગીની કિમ્મત તદન હલકીજ છે. જો ઇશ્વર આ સૃષ્ટિનો કર્તા નથી તો માણસની ઉત્પત્તિ પ્રીતિ અથવા વિચાર વગરની થઇ છે, અને તે થોડાજ વખતમાં હતું ન હતું થઈ જવાનું છે. સૅલ્સસ—કે જે ખ્રીસ્તી ધર્મની વિરૂદ્ધ પ્રથમ પુસ્તક લખનાર હતો, —તેનેમન તો માણસ નિરર્થક છે, ને કંઇ બિસાતનો નથી. મનુષ્યની મોટી કિમ્મતના સંબંધમાં ખ્રીસ્તી ધર્મના શિક્ષણનો તે તિરસ્કાર કરે છે. વળી હાલના સમયમાં ખગોળવિદ્યાની શોધો ઉપરથી સિદ્ધ થાય છે કે, બ્રહ્માંડમાં પૃથ્વી એક બિન્દુ માત્ર છે, અને મનુષ્યનું આખું જીવન એ કાળનો અતિ સૂક્ષ્મ ભાગ છે, તેથી કેટલાએક નાસ્તિકો કહે છે કે મનુષ્યના તારણ વિષે ખ્રીસ્તનું શિક્ષણ માની શકાય એવું નથી. મુસલમાની ધર્મ જે ઇશ્વરને પિતા તરીકે નહિ પણ રાજા તરીકે માને છે, તે પણ ઇશ્વરની સત્તા નીચે મનુષ્યના આત્માની કિમત એટલી ઓછી

આંકે છે કે જાણે તે ઘણોજ તુચ્છ ન હોય. આ બાબતમાં બીજા સર્વ ધર્મો કરતાં ખ્રીસ્તી ધર્મ ચઢીઆતો છે. તેના અનુસરનારાઓ પોતાના અમૂલ્ય આત્માની ખરી તુલના કરી શકે છે અને પ્રભુની દૃષ્ટિમાં તે કેટલો બધો મૂલ્યવાન છે તે વાત સમજે છે. તેમજ આખી દુનિયામાં જ્યાં જ્યાં મનુષ્યજીવનને માટે કાળજી, મનુષ્યોની ઉન્નતિને માટે ચિંતા, તેઓના સુખને માટે પ્રયત્નો અને તેઓના દુ:ખને માટે લાગણી થતી દેખાય છે ત્યાં ત્યાં એ બધું ઇસુના શિક્ષણને લીધે અને તેના પરના વિશ્વાસથીજ હોય છે. ખ્રીસ્તને માનનારા લોકોથીજ વસાયલા દેશોમાં માંદાઓ માટે દવાખાનાં, અશક્તાશ્રમો, ઉદ્યોગાશ્રમો, અનાથાશ્રમો વગેરે સ્થાપિત થએલાં હોય છે, અને સખાવતના બીજા પણ આશ્રમો સ્થાપિત થતા જાય છે. ગુલામગીરીનો જડમૂળથી નાશ કરવામાં તેમજ ગુલામોને પકડીને વેચનારાઓને અટકાવવામાં, ગુન્હેગારોનો ઇન્સાફ કરીને દયાદૃષ્ટિથી જેમ બને તેમ નરમ શિક્ષા કરવામાં, તેમજ તેવી શિક્ષાથી ગુન્હેગાર વધારે બગડવાને બદલે સુધરે એ આશય દૃષ્ટિમાં રાખવાની બાબતોમાં ખ્રીસ્તી લોકોએ સૌથી વધારે આગળ પડતો ભાગ લીધો છે.

૨. અત્યાર સુધીનું માણસ સંબંધીનું ઇસુનું શિક્ષણ ઉજ્વળ તથા આનંદ પમાડે તેવું લાગે છે, પણ હવે આપણે મનુષ્યનાં પાપ વિષેનું તેનું શિક્ષણ તપાસીશું અને તે તો ખરેખર ભયંકર છે.

(૧) મનુષ્યનાં પાપ વિષેના ઇસુના શિક્ષણનું મુખ્ય તાત્પર્ય એવું છે જે મનુષ્યમાં પાપ અને તેની ભુંડાઇ ઘણાજ પ્રમાણમાં ફેલાઇ ગયાં છે. તે પાપની શિક્ષા વિષે ઇસુ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે ઘણીજ ભારે તથા ભયંકર શિક્ષા ન્યાયકાળે થશે કે જે વખતે એક નજીવા જેવા શબ્દથી પણ કરેલાં પાપને ભૂલી જવામાં નહિ આવે. એકજ પાપ માટે એવી શિક્ષા ઠરાવવામાં આવી છે કે તેના કરનારાને ગળે ઘંટીનું પડ બાંધીને તેને દરિયામાં ફેંકી દેવામાં આવે તેના કરતાં પણ તે વધારે ભારે અને સખત લાગે. પાપની ભયંકરતાનો આવો આબેહૂબ ચિતાર ઇસુના જેવો બીજા કોઇએ આપ્યો નથી.

(૨) ઇસુ એમ પણ કહે છે કે દરેક મનુષ્ય પાપી છે. આ વાતનો ઉલ્લેખ કરતાં તે દર્શાવે છે કે આ જગતમાં પોતે શા માટે આવ્યો છે (જુઓ લુક ૧૯; ૧૦). "ખોવાયલું શોધવા તથા તારવા સારૂ માણુસનો દીકરો આવ્યો છે." પોતાના અનુયાયીઓ તથા પસંદ કરેલાઓને સંબોધીને તેણે કહ્યું હતું "જો તમે ભુંડા છતાં"...... (માત્થી ૭; ૧૧).

(૩) ઈસુના શિક્ષણ મુજબ પાપ મનુષ્યમાં પ્રથમથી ઉત્પન્ન થએલું છે. આથી ઓછો જવાબદાર મનુષ્યને લેખવા માટે ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા છે. ગયા સૈકામાં થઇ ગએલા રૂસો નામના એક જગપ્રસિદ્ધ ફ્રેંચ લેખકની માન્યતા એવી હતી કે "દરેક માણસ જ્યારે તે જન્મે છે ત્યારે તે સારો હોય છે, અને જો તે પોતાની અસલ સ્થિતિમાંજ રહે અને બીજા મનુષ્યોના સંસર્ગમાં ન આવે તો આ જગતમાં સુધારાને નામે જે કૃત્રિમ જીવન ગાળવામાં આવે છે અને તેથી મનુષ્યોમાં જે પાપ ફેલાઇ ગયાં છે તેથી તે બચી જાય." આધુનિક જમાનામાં મનુષ્યના કુદરતી સ્વભાવ વિષેની માન્યતા જુદાજ પ્રકારની છે. ઇસુનું શિક્ષણ અને રૂસોનું શિક્ષણ એક બીજાની સાથે મળતાં આવતાં નથી. ઇસુ કહે છે કે, "માંહેથી એટલે માણુસોના હૃદયમાંથી ભુંડા વિચારો નીકળે છે, એટલે છીનાળાં, ચોરીઓ, હત્યાઓ, વ્યભિચારો, લોભ, દુષ્ટતા, કપટ, કામાતુરપણું, અદેખાઇ, નિંદા, અભિમાન, મૂર્ખતા" (માર્ક ૭; ૨૧, ૨૨). આ તો એક મોટી ભયંકર ટીપ છે અને ઇસુ ખાત્રીથી કહે છે કે તે બધાં પાપ મનુષ્યના હૃદયમાં ઉત્પન્ન થાય છે અને તેને ભ્રષ્ટ કરે છે. તેઓ મનની અંદરથી બહાર આવે છે, અને તેમને બહારથી મનમાં લાવવા માટે પ્રયાસ કરવો પડતો નથી, અથવા તો બીજાનું જોઇને તેમનો ચેપ લાગવાથી તે ઉત્પન્ન થાય છે તેમ નથી. જગતમાં જન્મેલા દરેક મનુષ્યને પોતપોતાનું પાપ વળગેલુંજ હોય છે. આ વાત વિષે ઇસુનું શિક્ષણ કહે છે એટલુંજ નહિ પણ મનુષ્યજાતની પ્રેરકબુદ્ધિ પણ એમજ કબુલ કરે છે કે પાપ મનુષ્યમાં પ્રથમથીજ ઉત્પન્ન થએલું છે. જે કોઇ ઇસુના શિક્ષણથી માહિતગાર છે તે તો કદી પણ એમ નહિ કહે કે "મનુષ્ય તો સારોજ જન્મે છે."

(૪) આપણામાં પાપની જડ એટલી બધી ઉંડી બાઝેલી છે કે આપણે આપણી પોતાની મેળે તેને કાઢી નાખી શકતા નથી અથવા તે પર જીત મેળવી શકતા નથી. એને માટે તો આપણી બધી શકિત કરતાં પણ વધારે બળની જરૂર છે, અને તે તો પ્રભુના આત્માથી આપણો નવો જન્મ થાય તોજ મળે છે. ઇસુએ કહ્યું છે કે, "મેં તને કહ્યું કે તમારે નવો જન્મ પામવો જોઇએ, એથી અચરત ન થા; જે દેહથી જન્મેલું તે દેહ છે; ને જે આત્માથી જન્મેલું તે આત્મા છે" (યોહા. ૩: ૭, ૬).

ઇસુએ મનુષ્યની આવી શોકજનક પાપમય સ્થિતિ દર્શાવી તે માટે તેના શિક્ષણ ઉપર આક્ષેપ કરવામાં આવેલા છે, પણ તેના એવા શિક્ષણને લીધેજ કેટલાક સારામાં સારા ને ઘણાજ જ્ઞાની મનુષ્યોનાં હૃદયમાં ભારે અસર થઇ છે. ઇસુના આ શિક્ષણદ્વારા સ્કોટલંડ દેશના એક સુપ્રસિદ્ધ અને માનવંતા મિશનરી સાહેબનો વિશ્વાસ પાછો સુદૃઢ થયો. જ્યારે તેઓ એક વખત નવો કરાર વાંચતા હતા ત્યારે તેમના મનમાં એકાએક ખાત્રી થઇ આવી કે "આ પુસ્તક ખરૂં છે, અહિં મારા હૃદયનો ખરો ચિતાર હું જોઇ શકું છું." મહાન અંગ્રેજ કવિ બ્રાઉનિંગના શિક્ષણની પ્રથમ વાત એજ હતી કે મનુષ્ય પાપરહિત જનમતો નથી. "મારી માન્યતા મુજબ ખ્રીસ્તી ધર્મના સત્ય વિષે ઘણાં કારણો છે, અને તેમાંનું મુખ્ય એ છે કે મનુષ્યમાં પાપ અસલથી ઉત્પન્ન થયું છે એ વાત એ ધર્મ શિખવે છે."

ઇસુ માણસનાં પાપ વિષે જે વાત કહે છે તે ઘણી ગંભીર છે તો ખરી, તો પણ આપણે તેની અતિશયોક્તિ કરવાની જરૂર નથી. તેણે કાંઇ એમ નથી કહ્યું જે મનુષ્યમાં કાંઇજ સારૂં નથી. જ્યારે આપણે તેનું વાક્ય "તમે ભુંડા છતાં"...તપાસીએ ત્યારે આપણને જણાશે કે માણસ દરેક રીતે ભુંડો છે એમ તેના કહેવાનો ભાવાર્થ નથી. તેણે મનુષ્યના હૃદયમાં રહેલા પ્રેમનો સ્વીકાર કર્યો હતો કે જે પ્રેમ પરથી મનુષ્ય પ્રભુના પ્રેમ વિષે થોડું-ઘણું સમજી શકે છે. "તે માટે તમે ભુંડા છતાં, જો પોતાનાં છોકરાંઓને સારાં વાનાં આપી જાણો છો, તો તમારા આકાશમાંના બાપની પાસે જેઓ માગે છે તેઓને તે કેટલાં વિશેષે કરીને સારાં વાનાં આપશે" (માત્થી ૭; ૧૧).

મનુષ્યના આવા ગુણો પ્રભુના ચારિત્રને મળતા આવે છે તે તેણે સ્વીકાર્યું છે. દાણીઓ તથા પાપી મનુષ્યો અને પોતાના વિરોધી ફરોશીઓ સાથે ઉડાઉ દીકરાની વાત કરવામાં તેમની પ્રકૃતિના સારા ભાગ ઉપર અસર કરવાની, અને એવા મનુષ્યો પણ પોતાની મેળેજ સારૂંખોટું સમજી શકે તેવા હતા તે દેખાડી આપવાની તેની નેમ દેખાઇ આવે છે (લુક ૧૨ ; ૫૭).

અત્યાર સુધી આપણને એમ લાગ્યું છે જે ઇસુનું મનુષ્ય વિષેનું શિક્ષણ કેટલુંક ઉજ્વળ તથા કેટલુંક અંધકારમય છે. જ્યારે તે દરેક મનુષ્યના અમુલ્ય આત્મા વિષે બોલે છે ત્યારે તો તે ઘણુંજ સારૂં લાગે છે. પણ જ્યારે તે મનુષ્યમાં ઉત્પન્ન થએલાં પાપ અને તેની ભયંકરતા વિષે બોલે છે ત્યારે તો તે ઘણુંજ અંધકારમય લાગે છે. જોકે ઇસુ એ વાત કબુલ કરે છે કે મનુષ્યમાં સારા ગુણો રહેલા છે તો પણ તેનામાં પાપનાં મૂળ એટલાં બધાં ઉંડાં ઉતરી ગએલાં છે કે તે ગુણો માણસમાંથી પાપને પોતાની શક્તિથી દૂર કરવા સમર્થ નથી.

મનુષ્યને લગતી આ બન્ને વાત "શું બધાં મનુષ્યો પ્રભુનાં બાળકો છે?" એ સવાલના જુદા જુદા જવાબોમા દર્શાઇ આવે છે. આ એક સાદો સવાલ છે, અને તેનો જવાબ ઇસુના શિષ્યો અને અનુયાયીઓ એક સરખો આપી શકે એવો દેખાય છે, પણ તેમ નથી. કેટલાક તો એના જવાબમાં ખાત્રીપૂર્વક "હા" કહે છે, અને કેટલાક મક્કમપણે "ના" કહે છે. આ વાતનું ખરૂં નિરાકરણ કરવા માટે "પ્રભુના બાળકો" એટલે શું એ વાતનો પ્રથમ નિર્ણય કરવો જોઇએ. જુદા જુદા મતભેદોનો નિકાલ કરવા માટે પ્રથમ તો આપણે જે જે શબ્દો તથા વાક્યો વાપરીએ છીએ તેના અર્થનો નિર્ણય કરવો જોઇએ અને તેનો કેવા ભાવમાં ઉપયોગ કરીએ છીએ તે પહેલપ્રથમ ઠરાવવું જોઇએ.

જ્યારે મનુષ્યો "પ્રભુનાં બાળકો" છે, એમ ધારીને આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણે મનુષ્યના બુદ્ધિબળ વિષે, અથવા તો તેમના ચારિત્ર વિષે અથવા તો તેમના ખાસ હક વિષે આપણે વિચાર કરીએ છીએ. બધાં મનુષ્યોમાં એવા કેટલાક ગુણ અને શક્તિઓ છે કે જે પ્રભુના ગુણોને મળતા આવે છે અને પ્રભુ સાથેનું તેમનું સગપણ દર્શાવે

છે. આ માન બધાં મનુષ્યોને મળેલું છે. હવે આપણે મનુષ્યનો આત્મિક જીવન તરફ નજર કરીએ. મનુષ્યના બે ભાગ છે, તે વાત ઇસુ સ્વીકારે છે, એક આત્મિક અને બીજો દૈહિક ( માત્થી ૧૦ ; ૨૮ ), કે જે બેમાંનો આત્મિક ભાગ વધારે અગત્યનો ઠરાવેલો છે. આત્મિક વિભાગમાં જ્ઞાનેંદ્રિય આવેલી છે અને ભલે તે મનુષ્યમાં ઘણાં ઓછા પ્રમાણમાં હોય તો પણ તે પ્રભુના પોતાના જ્ઞાનને મળતુંજ જ્ઞાન છે. એક મહાન ખગોળવેત્તા તારાઓ વિષેની પોતાની શોધખોળમાં " તેના મનમાં જે વિચાર આવ્યા હતા તેજ વિચાર ઇશ્વરે અગાઉ કરેલા હતા" તેમ જણાવે છે. મનુષ્યમાં સારાનરસાનું જ્ઞાન છે, સુખદુઃખ સમજવાની શક્તિ છે; તે ખરૂંખોટું સમજી શકે છે અને સત્ય ઉપર પ્રેમ કરી શકે છે. આ શક્તિઓ તો પ્રભુની શક્તિઓ જેવી છે. એ બધાં ઉપરાંત મનુષ્યમાં એક એવી અજબ શક્તિ છે કે જે વડે તે માનસિક વ્યક્તિત્વ પ્રાપ્ત કરે છે. તે શક્તિ તો " સ્વતંત્ર વિચારશક્તિ " છે. આ શક્તિ વગરનો મનુષ્ય પ્રભુપુત્ર થઇ શકતો નથી. આ શક્તિ તેનામાં ન હોત તો તે જડયંત્ર જેવો કે ગુલામ જેવો બની જાત. પણ પુત્ર તરીકે પ્રભુ પર પ્રેમ કરવા માટે યા તેની આજ્ઞાનું પાલન કરવા માટે તો મનુષ્યે સ્વતંત્ર હોવું જોઇએ. આ શક્તિઓ મનુષ્યને પ્રભુપુત્ર બનાવે છે, અને પ્રભુએ તે શક્તિઓ માણસ માત્રને આપી છે તે વાતથી એમ સિદ્ધ થાય છે કે પ્રભુનો વિચાર સર્વ મનુષ્યોને પોતાનાં બાળકો બનાવવાનો છે, અને તેટલે દરજ્જે તો બધાં મનુષ્યો પ્રભુનાં બાળકો છે.

પણ આપણે મનુષ્યના ચારિત્ર કે તેના ખાસ હક તરફ જો નજર કરીએ તો આપણે એમ નહિ કહી શકીએ કે બધાંજ મનુષ્યો પ્રભુનાં બાળકો છે. ઘણા તો પ્રભુથી વિમુખ થઇને અથવા તેની વિરૂદ્ધ બંડ કરીને પુત્ર તરીકેના પોતાના હક ગુમાવી બેઠેલાં હોય છે. જો આવાં મનુષ્યોને આપણે દેવના પુત્રો કહીએ તો તેઓ તો તેના ખોવાઇ ગએલા પુત્રો છે. પુત્રપણાના હક તેમ પુત્રનો વારસો પામવાની આશા એના નામના પુત્રોને હોતી નથી. એવી આશા તો ફક્ત એવા આજ્ઞાંકિત પુત્રોનેજ હોય છે કે જેઓ પોતાનીજ ઇચ્છાથી પ્રભુની તરફ વળે છે, અને તેની સેવામાં પોતાનું સર્વસ્વ વાપરે છે, અને પુત્ર તરીકે તેની આજ્ઞાઓ પાળે

છે અને તેના ઉપર વિશ્વાસ રાખે છે. તેમજ ઇસુ પણ પ્રભુ વિષે બોલતાં "પિતા" શબ્દ વારંવાર વાપરે છે, પણ કોઇ કોઇ વખતના તેના બોલવા ઉપરથી એમ દેખાય છે કે જાણે થોડાંકજ મનુષ્ય તેનાં બાળકો હોય. "સલાહ કરાવનારાઓને ધન્ય છે; કેમકે તેઓ દેવના દીકરા કહેવાશે. તમે તમારા વેરીઓ પર પ્રીતિ કરો; જે તમને શાપ દે છે તેઓને આશીર્વાદ દો; જે તમારો દ્વેષ કરે છે તેઓનું ભલું કરો, ને જે તમને સતાવે છે ને તમારી પુઠે લાગે છે તેઓને સારૂ પ્રાર્થના કરો; એ માટે કે તમે આકાશમાંના તમારા બાપના દીકરા થાઓ (માત્થી ૫; ૯, ૪૪, ૪૫).

ઇસુના શિક્ષણ મુજબ બધાં મનુષ્યો પ્રભુનાં બાળકો થઇ શકે તેવાં હોય છે, તેમજ તેવાં થવા માટે સૃજાયલાં છે. એવાં થવાની તેમનામાં શક્તિ છે, અને તેટલા માટેજ આપણા મહાન પિતાએ તેઓને ઉત્પન્ન કર્યાં છે. પણ બધાં મનુષ્યો એક સરખા દરજ્જાનાં, ચારિત્રનાં કે વારસાનાં હકદાર હોતાં નથી. આ વિષે યોહાન શું કહે છે? "પણ જેટલાએ તેનો અંગીકાર કીધો એટલે જેટલા તેના નામ પર વિશ્વાસ કરે છે, તેટલાને તેણે દેવનાં છોકરાં થવાનો અધિકાર આપ્યો" (યોહા. ૧; ૧૨), અને પાઉલ કહે છે કે "જેટલા દેવના આત્માથી દોરાય છે તેટલા દેવના દીકરા છે" (રૂમી. ૮; ૧૪).

મનુષ્યના જીવનમાં પાપ કેટલું બધુ પ્રસરી ગયું છે અને તેની ભયંકરતા કેટલી મોટી છે તે વિષેનું ઇસુનું શિક્ષણ જ્યાં સુધી સુવાર્તાનો અભ્યાસ કરીએ નહિ અને તેની અંદર સર્વ પાપરૂપી ભૂતોના સ્વામી વિષે જે કંઇ લખેલું છે તે વાંચિયે નહિ ત્યાં સુધી તેનો પૂરેપૂરો ખ્યાલ આપણને આવે નહિ. જુના કરારની વાતો કરતાં ઇસુના શિક્ષણમાં એ વિષે વધારે સ્પષ્ટ વાતો છે. ઇસુ તેને જુદાં જુદાં નામથી સંબોધે છે, "શેતાન" (માત્થી ૪; ૧૦ : ૧૨; ૨૬. માર્ક ૪; ૧૫. લુક ૨૨; ૩૧. યો. ૧૩; ૨૭). "ભુંડો" (માત્થી ૫; ૩૭ : ૬; ૧૩ : ૧૩; ૧૯, ૩૮, યો. ૧૭; ૧૫). 'બાલઝબુલ, શૈતાની દૂતોનો અધિપતિ" (માત્થી ૧૨; ૨૪). વળી મનુષ્યોના વિચાર વિષે ઇસુ એમ કહે છે કે તેઓ મનુષ્યના અંતરમાંથી નીકળે છે, અને તેમને પ્રભુના ઉજ્જવળ રાજ્ય અને શેતાનના

અંધકારમય રાજ્ય સાથે સંબંધ હોય છે. એક અંગ્રેજ વિદ્વાન પાપ વિષે લખે છે કે, "મનુષ્યના ચારિત્રમાંજ ભુંડાઈ ઉત્પન્ન થાય છે એમ નથી, અથવા તેના આધ્યાત્મિક વાતાવરણમાંજ તે હોય છે એમ પણ નથી, પણ તે બહારથી એક બળવાન શક્તિરૂપે મનુષ્ય ઉપર અસર કરે છે. લાલચ એ કાંઈ મનુષ્યની ઈંદ્રીયો કે ઇચ્છાને આકર્ષનાર કોઇ દૃશ્ય પદાર્થ નથી, પણ તે તો પ્રભુની ઇચ્છા વિરૂદ્ધ દોરનાર એક બળવાન સત્તા છે." મનુષ્યની ઘટનામાંજ અડધું સારૂં અને અડધું ભુંડું છે એવી જે માન્યતા છે તેવું ઇસુનું શિક્ષણ નથી. તેમજ સર્વ જડપદાર્થો ખરાબ છે અને માણસનું શરીર તો પાપનું પોટલું છે, એવી જે પૂર્વે માન્યતા ચાલતી હતી તેને પણ ઇસુનું શિક્ષણ મળતું આવતું નથી. તેણે શેતાનની સત્તાને પ્રભુની સત્તાની બરાબર મુકી નથી. પ્રભુની આંગળીથી ઇસુ ભૂંતો કાઢતો, અને પોતે શેતાન કરતાં વધારે બળવાન છે, અને અંતે તે તેને બાંધવાનો છે એમ કહેતો ( માત્થી ૧૨ ; ૨૯ ), તો પણ શેતાનની સત્તા એટલી બધી છે કે ઇસુના પરીક્ષણ વખતે તેણે ઇસુને પણ ઘણુંજ દુ:ખ દીધું હતું, અને કેટલીએક વખત તો ઇસુએ શેતાનને જગતના રાજાની ઉપમા આપી છે (યો. ૧૨; ૩૧: ૧૪; ૩૦: ૧૬; ૧૧) અર્થાત્ કે મનુષ્યજાતિ ઉપર શેતાનનો અધિકાર એટલો બધો વધી ગએલો છે કે જેથી મનુષ્યોને પ્રભુથી વેગળાં કરીને તો તેમને પોતાની ઇચ્છાનુસાર નચાવે છે.

છેવટે મનુષ્યનો જે ચિતાર ઇસુ આપે છે તેમાં કરૂણારસ તથા ગૌરવ એ બન્ને સમાયલાં છે. મનુષ્યો શક્તિ તથા સ્વભાવમાં પ્રભુને મળતાં છે એ વાત ઇસુની જેમ આપણે સ્વીકારીશું, તેમજ તેમની કિમ્મત પ્રભુને ઘણીજ છે, અને તેમને પ્રભુએ શા માટે ઉત્પન્ન કર્યાં છે તેનો વિચાર કરીએ તો જણાશે કે સ્વર્ગ અને નરક એ બેમાંથી ગમે તે એક સ્થિતિ સંપાદન કરવાના હેતુથી તો નહિ, પણ તેમનામાં જે કાંઇ સારૂં છે તે પ્રગટ કરવા માટે તેણે તેમને ઉત્પન્ન કર્યાં છે. જોકે પાપનું બળ તેમનામાં એટલું બધું હોય છે કે તેઓ પોતેજ તે પાપને પોતામાંથી કાઢી શકતા નથી. મનુષ્ય પ્રભુનો અવાજ સાંભળી શકે છે, અને પ્રભુ તરફથી પ્રેરણા અને ઉત્સાહ મેળવી શકે છે, તેવીજ રીતે તે પાપના રાજ્યના સ્વામી શેતાનનો

પણુ અવાજ સાંભળી શકે છે, અને તેને તેના તરફથી પણુ પ્રેરણા થાય છે. તે સ્વતંત્ર છે; તેની સ્વતંત્રતા ઉપર શેતાનનું કાંઇ ચાલતું નથી; વારંવાર તેના વિષે સૂચવવામાં આવે છે કે જો તેની પોતાની ઇચ્છા ન હોય તો અમુક અમુક પાપ તે કરે નહિ. પરંતુ એજ સ્વતંત્રતાને કારણે તે પ્રભુની ઇચ્છાની વિરૂદ્ધ વર્તી શકે છે. "જીવન પામવા સારૂ તમે મારી પાસે આવવા ચાહતા નથી" (યોહા. ૫; ૪૦).

જો મનુષ્ય ખરેખર ચાહે તો તે પૂરેપૂરો મહિમાવાન પ્રભુનો પુત્ર બની શકે છે. પણ જો તે એવું ચાહે તો તે પોતાની પસંદગીથી તથા ટેવથી પાપને તાબે થાય ને એમ તે શેતાનનો પુત્ર બને છે (યોહા. ૮; ૪૨, ૪૪).

આમ છે છતાં ઇસુનું શિક્ષણ મનુષ્યને નિરાશ બનાવતું નથી, તેથી ઉલટો મનુષ્ય વધારે આશાવાન બને છે. આનાં બે કારણો છે; (૧) તે મનુષ્યો માટે એમ ધારે છે કે બધાં મનુષ્યો સુધરી શકે તેવાં હોય છે, તેમજ પાપની સત્તા તથા ભુંડાઇથી છુટકો પામી શકે તેવાં હોય છે. તેનું શિક્ષણુ એવું છે તો ખરૂં કે જે દેહથી જન્મે છે તે દૈહિક છે, અને તે પ્રભુના રાજ્યમાં પ્રવેશ પામી શકતું નથી, તોપણુ તે એમ પણુ શિખવે છે કે તેઓ આત્માથી ફરી જન્મ પામી શકે છે. આ સૂત્ર જે મહિમા દર્શાવે છે તે તો ખરેખર અલૌકિકજ છે.

"તમારે ફરી જનમવું જોઇએ" એ શબ્દો તે કેટલો ભાર દઇને બોલ્યો હતો? "જે મહિમા તેં મને આપ્યો છે તે મેં તેઓને એ માટે આપ્યો છે કે જેવા આપણે એક છીએ તેવા તેઓ પણુ એક થાય; હું તેઓમાં અને તું મારામાં થાય, એ માટે કે તેઓ એકરૂપ થઇને સંપૂર્ણ કરાય, એ સારૂ કે જગત જાણે કે તેં મને મોકલ્યો છે, ને જેમ તેં મારા પર પ્રેમ કીધો છે, તેમ તેઓના પર પણુ પ્રેમ કીધો છે (યો. ૧૭; ૨૨, ૨૩).

(૨) ઇસુ બધાને માટે તારણુ પ્રગટ કરે છે અને તે બધાને માટે પુરતું છે. તેના નીચેના શબ્દોમાં એ વાત સાબીત થાય છે, "અને તેણે તેઓને કહ્યું કે, આખા જગતમાં જઇને આખી સૃષ્ટિને સુવાર્તા

પ્રગટ કરો" (માર્ક ૧૬; ૧૫). પ્રભુનું તારણ બધાને માટે પુરતું છે એ વાત ઇસુ પોતેજ પ્રભુનો પુત્ર છે, તારનાર છે, તેમજ પવિત્ર આત્મા કે જેને તેણેજ મોકલ્યો હતો તે પણ પ્રભુનો અંશ છે તેથી દેખાઇ આવે છે. પ્રભુનો મનુષ્યના તારણ માટેનો આ મહાન પ્રયાસ જે કોઇ મનુષ્યની કિમ્મત તુચ્છ ગણે છે તેને દેખાતો નથી, તોપણ આ જગતની સર્વ જરૂરીઆતોને પુગી વળે તેટલો તે મોટો છે. મનુષ્યજાતિનાં સર્વ પાપ, પરીક્ષણો અને દુઃખનો તે નાશ કરી શકે છે; અને મનુષ્યો વિષેના આપણા વિચારોને આશાજનક બનાવે છે.

---

## અધ્યાય ૭.

## ન્યાયીપણા વિષેનું ઈસુનું શિક્ષણ.

૧. ઈસુ પોતાના જમાનાના લોકોના વિચારોમાં રહેલી ભૂલો સુધારે છે અને તેમને વધારે ઉત્તમ બનાવે છે. (૧) આંતરિક બાબતમાં (*a*) ધર્મક્રિયા, (*b*) સાબ્બાથ દિવસ પવિત્ર પાળવા વિષે, (*c*) અપવાસ, (*d*) પ્રભુભક્તિમાં બહારના દેખાવો વિષે તે શિખવે છે. (૨) તેના વિસ્તારમાં (૧) મનુષ્યોની અમુક ખાસ સેવા તે માગે છે, (૨) વર્તનમાં ઉદારતા; અને (૩) સ્ત્રીઓના સદ્‌ગુણોને માટે તે તેમને યોગ્ય સ્થાન આપે છે.

૨. તે બીજા બે મુખ્ય ફેરફાર કરે છે કે જે બન્ને "બાપને" પ્રગટ કરે છે: (૧) ખ્રીસ્તી જીવનનું નવું ન્યાયીપણાનું ધોરણ કે જે ફેરવાય નહિ તેવું છે તે બાંધે છે. "તમે તમારા આકાશમાંના બાપના દીકરા થાઓ." ઈસુનું પોતાનુંજ જીવન નમુનારૂપ છે—(૨) ન્યાયીપણા માટેનો એક નવો હેતુ—તેનું શિક્ષણ અવનવું તથા સર્વોત્તમ છે, પણ મનુષ્યોએ તેની કદર ઓછી કરી છે.

A. ન્યાયીપણાનો ઉપદેશ આપતી વેળા ઈસુને છેક આરંભથી માંડીને શિક્ષણ આપવાની જરૂર પડતી નહોતી. યહુદી લોકો કે જેમને માટે તે ખાસ આવ્યો હતો, તેમને તો પ્રભુએ વારંવાર શિક્ષણ આપેલું હતું, અને મુસા પેગંબરના નિયમોથી માંડીને બીજા ઘણા ભવિષ્યવાદીઓની મારફતે ન્યાયીપણાના ઉપદેશ તેમને મળ્યા હતા. તેઓની પાસે દશ મુખ્ય આજ્ઞાઓ હતી કે જેને આજે પણ આપણી માણસો પ્રત્યેની તથા પ્રભુ પ્રત્યેની ફરજો અદા કરવામાં ખાસ અગત્યની લેખીએ છીએ. જીવન-વ્યવહારના બીજા ઘણા નિયમો તથા ભજનસેવાના કાયદાઓ તેઓ પાળતા હતા કે જે વિષે જુના કરારમાં આપણે વાંચીએ છીએ. પ્રભુના એ નિયમો જળવાય, અને તેમનો ભંગ કોઈ પણ રીતે થવા ન પામે તે માટે તેઓમાં કેટલાક રીતરીવાજો (રૂઢીઓ) દાખલ થયા હતા. ઈસુ ઉપદેશ કરવા લાગ્યો ત્યારે આ રૂઢીઓ લોકોમાં ચાલતી હતી કે જેમાંની થોડીઘણી પ્રભુના નિયમાનુસારની અને થોડીઘણી મનુષ્યોના ઠરાવેલા નિયમાનુસારની હતી; થોડી ઘણી ચિરકાળ ચાલે તેવી અને થોડી ઘણી ટુંક સમયને માટેનીજ હતી. ન્યાયીપણાના શિક્ષક તરીકેની તેની પ્રથમ ફરજ તો એ હતી કે તેના જમાનાના લોકોની માન્યતામાં

જે કાંઇ ખામી હતી તે દેખાડવી અને તે સુધારવી, અને મનુષ્યના તે બાબતના વિચારો વધારે ઉત્તમ કરવા. તે ઇસ્રાએલી લોકોની માન્યતા મુજબના ન્યાયીપણાની તથા પ્રભુના ખરા ન્યાયીપણાની સરખામણી કરતો અને તે બન્નેનો તફાવત દેખાડી આપતો.

તે વખતના ન્યાયીપણામાં તેને બે રીતની ખામીઓ દેખાતી હતી. યહુદી લોકોની માન્યતા મુજબ દેવનું રાજ્ય આ જગતનું છે એમ તે માનતો નહોતો, પણ તે આત્મિક છે, અથવા આંતરિક છે, તેમજ તે યહુદી લોકોની કલ્પના મુજબનું સંકુચિત નથી, પણ બહુજ વિશાળ છે એમ તે માનતો.

I. પ્રથમ આપણે તે રાજ્યની આત્મિકતા વિષે તપાસીએ.

(૧) (*a*) યહુદીઓ અમુક ધર્મક્રિયામાં ન્યાયીપણું સમાયલું છે એમ સમજતા હતા તેમ હાલના સમયમાં આપણે માની શકતા નથી. યહુદીઓના જેવા રીતરીવાજો તો પૂર્વના દેશોમાં વસતા હિન્દુ તથા મુસલમાન લોકોમાં પણ જોવામાં આવે છે. હિંદુઓથી ગાયનું માંસ ખવાય નહિ અને જો તેમ કરે તો ધર્મ વિરૂદ્ધ કામ કરેલું ગણાય—અથવા કોઇ બ્રાહ્મણ હલકી વર્ણને અડકે નહિ અને જો તેના ખાવા ઉપર હલકી વર્ણનો પડછાયો પણ પડી જાય તો તેનું ખાવાનું ભ્રષ્ટ થઇ જાય. તેવીજ રીતે યહુદી લોકોમાં પણ હતું કે જો કોઇ ડુક્કરનું કે સસલાનું માંસ ખાય અથવા મુડદાને અડકે તો તે ધાર્મિક રીતે ભ્રષ્ટ થઈ જાય—આવાજ કેટલાક દૈહિક નિયમો ઠરાવેલા હતા. મુસાના નિયમોમાં તે અપાયલા હોવાથી તે વખતના જમાનાને તે અનુકૂળ હશે માટેજ પ્રભુએ એવા નિયમો આપ્યા હશે. પણ આવા ક્રિયાત્મક ધર્મમાં એક મોટું જોખમ રહેલું છે. જ્યાં જ્યાં આવો ક્રિયાત્મક ધર્મ આત્મિક ધર્મની સાથે જોડી દેવામાં આવે છે ત્યાં ત્યાં ધાર્મિક ન્યાયીપણાને ધક્કો પહોંચાડવામાં આવે છે. અંતઃકરણમાં ન્યાયી તથા ભલા થવા કરતાં અમુક ક્રિયાઓ પાળીને ધાર્મિક થવું વધારે સહેલું છે, અને આથી એમ બને છે કે મનુષ્યો ધર્મના રીતરીવાજો પાળવાને વધારે આતુર હોય છે, અને ખરા ન્યાયીપણાને બાજુ પર મેલે છે, અને તેનું પરિણામ એવું આવે છે કે જે માણસો ઘણાજ ધાર્મિક દેખાય છે તેઓ તદન અન્યાયી હોય છે.

અત્યારે ઘણા હિન્દુઓની પણ એવીજ સ્થિતિ છે. જૂઠું બોલવા કરતાં ગાયનું માંસ ખાવામાં વધારે પાપ છે એમ તેઓ માને છે.

ઇસુના વખતના યહુદીઓમાં પણ આ સડો દેખાતો હતો, અને તે મુખ્યત્વે કરીને ફરોશીઓમાં કે જેઓ ધાર્મિક બાબતમાં આગેવાન હતા તેઓમાં સૌથી વધારે હતો. બળજોરીથી બીજા પાસે માલ કઢાવવો, જુલમ તથા અન્યાય ગુજારવો, માબાપને કનડવાં વિગેરે બાબતો ધર્મક્રિયામાં નિયમિત રહેનારાને દોષિત ઠરાવતી નથી એમ તેઓ માનતા હતા (જુઓ માર્ક ૭; ૯-૧૩. માત્થી ૨૩; ૨૩-૨૫).

ઇસુએ એકજ ફટકાથી આવા ધાર્મિક ન્યાયીપણાનું ખંડન કીધું છે. મુસાના નિયમોમાં અપાયલી કેટલીક વાતોને પણ તેણે બાજુ પર મુકી દીધી. આમ કરવામાં તેણે પોતાના સાંભળનારાઓની સમજશક્તિ અને ખરૂંખોટું સમજવાની સામાન્ય બુદ્ધિને અસર થાય ને તેમને ખરૂં લાગે તેવી રીતે ઉપદેશ કર્યો હતો. તેણે તેમને એમ સમજાવ્યું કે અમુક અમુક જાતનાં માંસ ખાવાથી કાંઇ ભ્રષ્ટ થઇ જવાતું નથી, કારણકે તે કાંઇ મનુષ્યના હૃદયમાં જતાં નથી, પણ તે તો તેના પેટમાં જાય છે; તેના આત્માને નહિ પણ તેના શરીરનેજ તે માંસ પહોંચે છે. તેથી ઇસુએ આ એકજ વાતથી બધી જાતના ખોરાકને "શુદ્ધ" ઠરાવ્યા છે. તે પોતાના સાંભળનારાઓનાં મન દરેક બાહ્ય બાબતો પરથી ઉઠાવીને જે ખરેખરૂં નૈતિક સત્ય હતું તેની ભણી દોરવતો હતો. અગાડી જતાં તે મનુષ્યનાં હૃદયમાંથી ભ્રષ્ટ કરનાર વાતો કેવી રીતે નીકળે છે તે દર્શાવતાં કહે છે, "માંહેથી એટલે માણસોનાં હૃદયમાંથી ભુંડા વિચારો નીકળે છે" (માર્ક ૭; ૨૧).

ઇસુ પોતે યહુદી હોવાને લીધે આ નિયમોને આધીન હતો, અને તે મુજબ વર્તતો હતો એમ દેખાય છે ખરૂં, પણ તેના શિક્ષણ ઉપરથી તેણે ધર્મને નામે ચાલતી આવેલી રૂઢીઓનાં સર્વ બંધનો પોતાના રાજ્ય અને લોકો માટે નાબુદ કર્યાં છે.

(ઠ) સાબ્બાથ દિવસ પવિત્ર પાળવાની બાબતમાં પણ તેણે તેવોજ ફેરફાર કર્યો હતો. સાબ્બાથને દિવસે કાંઇ પણ કામ ન કરવું

અને તેથી પ્રભુ રાજી થાય છે એમ યહુદી લોકો માનતા હતા. તેને લગતા કેટલાક નિયમો ઘડયા હતા, કે જેમાંના કેટલાક તો હસવા જેવા હતા. જેમકે એક દરજી સાબ્બાથને દિવસે પોતાની સોય પણ ક્યાંય લઇ જઈ શકે નહિ, અથવા કોઇ માણસ ખીલાવાળા ચંપલ પહેરી શકે નહિ, કારણકે તેમ કરવું તે બોજો ઉંચકવા બરાબર છે એમ તેઓ માનતા હતા. જેમ પવિત્રતા, દયા, સત્ય, પ્રભુપરાયણતા, ન્યાયીપણું વગેરે માટે મનુષ્ય સૃજાયલો છે, તેમજ સાબ્બાથ પાળવા માટે પણ તે સૃજાયલો છે એમ તેઓની માન્યતા હતી. પણ ઈસુ તો એમ શિખવતો કે, "સાબ્બાથ માણસોને માટે બનાવવામાં આવ્યો છે, અને નહિ કે માણસને સાબ્બાથ માટે ઉત્પન્ન કરવામાં આવ્યો છે" (માર્ક ૨; ૨૭). તે પાળવો એજ કાંઈ અંતિમ હેતુ નથી પણ તેને પાળવાથી આત્માને તથા શરીરને જે ખરો લાભ થાય છે તે તેનો હેતુ છે. આથી ફરોશીઓના સર્વ નિયમો માત્ર રૂઢીરૂપેજ દેખાવા લાગ્યા કે જેને ચુસ્ત રીતે પાળવામાં કાંઈજ લાભ નહોતો. જ્યારે એવો આક્ષેપ મુકાયો કે ઇસુના શિષ્યો સાબ્બાથ પાળતા નથી ત્યારે ઈસુએ દાઉદ રાજા અને તેના સૈનિકોએ દેવળમાંની અર્પિત રોટલી—કે જે ફકત યાજકોજ ખાઇ શકતા—તે ખાધી હતી તે વાત યાદ દેવડાવી હતી, અને પોતાના શિષ્યોનું વર્તન નિર્દોષ ઠરાવ્યું. આવી આવી વાતોથી તથા ભવિષ્યવાદીના શબ્દો એટલે "યજ્ઞ કરતાં હું દયા ચાહું છું" તેને સંબોધીને તે દરેક બાબતમાં તેનો અંતિમ હેતુ શો છે તે દેખાડી આપતો હતો, અને નિયમશાસ્ત્રની વાતોમાં રહેલું આત્મિક રહસ્ય તે સમજાવતો હતો. તે નિયમશાસ્ત્રનું ખંડન કરતો નહોતો, પણ તેને પરિપૂર્ણ કરતો હતો. સાબ્બાથ મનુષ્ય માટે બનાવાયલો છે અને પોતે મનુષ્યજાતિનો વડો હતો માટે તે સાબ્બાથનો પણ સ્વામી છે એમ તે કહેતો હતો, અને સાબ્બાથનો પોતે ઉપયોગ કરતો હતો અને પોતાના અનુયાયીઓને તેમ કરવાને શિખવતો. સાબ્બાથને દિવસે માંદાને સાજા કરવામાં કોઇ તેને અટકાવે તો તે માનતો નહિ. "વિશ્રામવારે સારૂં કરવું ઉચિત છે" (માત્થી ૧૨; ૧૨). આથીજ વિશ્રામવારને લગતા નિયમો ખ્રીસ્તી મનુષ્યને બંધનરૂપ લાગતા નથી. આવા છુટાપણાને લીધે ખ્રીસ્તી

મનુષ્યો અથવા ખ્રીસ્તી સમાજ પોતે પોતાની ઇચ્છા મુજબ આ અનુપમ દિવસે મનુષ્યજાતિના હિતને માટે જે કાંઇ બને તે કરવાની ઉમદા તક પ્રાપ્ત કરે છે.

(*c*) અમુક દિવસે કે અમુક ઋતુમાં અપવાસ કરવા તેને પણ એક જાતની રૂઢી ગણીને પોતાના રાજ્ય માટે તેની જરૂર નથી એમ ઇસુ જણાવે છે (જુઓ માર્ક ૨ ; ૧૮-૨૨). મનુષ્યોએ કંઈ દલગીરીમાં હોય ત્યારે ખોરાક ન ખાવો કે અમુક મોજમઝા ન ભોગવવી તે સ્વાભાવિક છે, એવી ઇસુની માન્યતા હતી, પણ તેણે તે વિષે કંઈ અમુક આજ્ઞા આપી નથી. તેમ કરવાની ઇચ્છા આંતરમાંથીજ ખરેખર ઉદ્દભવેલી હોવી જોઇએ. અમુક દિવસે અથવા ચોક્કસ ઋતુમાં ઠરાવેલા નિયમ પ્રમાણે ફરજીયાત અપવાસ કરવાની વાત તેણે માન્ય રાખી હોય એમ આપણે માની શકતા નથી, કારણ કે તે કહે છે કે "વર જાનૈયાંની સાથે હોય ત્યાં સુધી શું તેઓ ઉપવાસ કરી શકે? વર તેઓની સાથે છે તેટલા વખત સુધી તેઓ ઉપવાસ કરી શકતા નથી" (માર્ક ૨; ૧૯). ખ્રીસ્તી મનુષ્યો જેઓ પ્રભુના આત્માના એટલા બધા નિકટના સંબંધમાં રહે છે અને તે આત્મા વરરાજારૂપ હોઇને તેની હાજરીમાં તેઓને યહુદી લોકોની જેમ ઉપવાસનું બંધન હોઇ શકેજ નહિ. ખ્રીસ્તી મનુષ્યના મનમાં આ બાબત વિષે કાંઇજ શંકા હોતી નથી, અને કોઇ પણ ખ્રીસ્તી મનુષ્ય જો તેની ઇચ્છા હોય તો ઉપવાસ કરે યા ન કરે, આનંદ મેળવે યા ન મેળવે, તે બધાનો આધાર તેના મનની ખરી ઇચ્છા અને આત્મિક લાભના અનુભવ ઉપર રહેલો છે.

(*d*) સમારીઆ દેશમાં કુવા ઉપર ઉપદેશ કરતાં ઈસુ જે શબ્દો બોલે છે તે પ્રભુની ભક્તિસેવા માટે આત્મિક બાબતનો મહાન મોટો સિદ્ધાંત સુચવે છે. "દેવ આત્મા છે, ને જેઓ તેને ભજે છે તેઓએ આત્માથી તથા સત્યતાથી ભજન કરવું જોઇએ" (યોહા. ૪ ; ૨૪). "એવા ભજનારાઓને બાપ ઇચ્છે છે" (યોહા. ૪; ૨૩). આ શબ્દોમાં ઇસુ એમજ જણાવે છે કે અમુક સ્થળે કે અમુક રીતે પ્રાર્થના કરવામાં આવે યા અમુક ધર્મગુરૂ અમુક વિધિપૂર્વક પ્રાર્થના કરાવે, યા પ્રાર્થના કરનારે કંઇ અમુક ક્રિયા કરવી જોઇએ એમ તો નથી, પણ તે વિષેનો પોતાનો સત્ય

વિચાર અને ઇશ્વરની સમીપ જવા માટે હ્રદયના ખરા ભાવની જરૂર છે એમ દર્શાવે છે.

(૨) પહાડ પરના ઉપદેશમાં પણ તેણે આત્મિક ભાવની ખાસ અગત્ય દર્શાવી છે. તેના એ ઢંઢેરામાં દશ આજ્ઞાનો સાર તેણે બતાવી આપ્યો છે, અને આપણી મનુષ્યો પ્રત્યેની વ્યવહારિક ફરજ શી છે તે તેણે દેખાડી છે. આ આજ્ઞાઓ વિષે યહુદી લોકો એમ સમજતા હતા કે આચારમાં પોતપોતાની ફરજો અદા કરવાની છે. પણ ઇસુ એમ કહે છે કે વિચારમાં પણ તે અદા કરવી જોઈએ, અર્થાત કે પવિત્રાઇ તો અંતઃકરણની હોવી જોઇએ એમ ઇસુ ફરમાવે છે. છઠ્ઠી આજ્ઞાનો દાખલો આપીને તે કહે છે કે તેમાં એક કૃત્ય એટલે ખૂનની મના કરેલી છે પણ તેણે ખૂનનું મૂળ જે દ્વેષ છે તેનો વિચાર પણ કરવાની મના કરી. એને માટે કોઇને ધિક્કારવું નહિ એમ તેણે ફરમાવ્યું હતું. સાતમી આજ્ઞા પ્રમાણે વ્યભિચાર ન કરવો એમ તેણે ફરમાવ્યું અને એમ પણ ઉમેર્યું કે કુદૃષ્ટિથી જોવું પણ નહિ. નવમી આજ્ઞાના શબ્દો ટાંકીને તે બોલ્યો "સોગન ખાવા નહિ" અને પોતાના રાજ્યમાં જે આંતરિક સત્યતા રહેલી છે તેથી સરળ અને ચોખ્ખી ભાષામાં વાતચિત કરનારાને સોગનની જરૂરજ નથી એમ તેણે દેખાડી આપ્યું હતું. દાન આપવા વિષે, પ્રાર્થના કરવા વિષે અને ઉપવાસ કરવા વિષે તેણે એકજ બાબત ઉપર ખાસ ભાર મૂકયો હતો, એટલે કે જો તે બીજાં મનુષ્યોને દેખાડવા માટેજ કરવામાં આવતાં હોય અને તેનો હેતુ પ્રભુને રાજી કરવાનો ન હોય તો તે બધાં વ્યર્થ છે.

(૩) ઇસુના નૈતિક શિક્ષણમાં આંતરિક બાબતને લગતું એક બીજું અગત્યનું તત્ત્વ છે, કે જે વિષે હવે વિચાર કરીશું. પ્રભુના રાજ્યનું ન્યાયીપણું માણસના હ્રદયમાંથી ઉદ્‌ભવે છે. કોઇ પણ સત્ય કામ બીકને લીધે કે નછુટકે કરવુંજ જોઇએ એવા ભાવથી જો કરવામાં આવે તો તે કામ દેવના રાજ્યને લાયકનું ઠરતું નથી. જે મનુષ્ય ઇસુના બતાવેલા રસ્તા મુજબ પોતાનાં કામો ખરા હ્રદયથી કરતો નથી અને પોતાની પસંદગી અને લાગણીઓ તેવી રાખતો નથી તે ખરો ન્યાયી ન કહેવાય. પ્રભુના રાજ્યનું ન્યાયીપણું મનમાં તો સ્વાભાવિક રીતેજ દેખાય છે. "સારૂં માણસ

મનના સારા ભંડારમાંથી સારૂં કાઢે છે, ને નઠારૂં માણસ નઠારા ભ
રમાંથી નઠારૂં કાઢે છે" (માત્થી ૧૨ ; ૩૫). "ઝાડ સારૂં અને
ફળ સારૂં કરો, અથવા ઝાડ નઠારૂં ને તેનું ફળ નઠારૂં કરો ; કેમકે
તેના ફળથી ઓળખાય છે" (માત્થી ૧૨ ; ૩૩). "તેઓનાં ફળથી
તેઓને ઓળખશો. શું લોકો કાંટાનાં ઝાડ પરથી દ્રાક્ષ અથવા
કંટારી પરથી અંજીર તોડે છે?" (માત્થી ૭; ૧૬).

ઇસુનું નૈતિક શિક્ષણ જે માત્થીની સુવાર્તામાં મળે છે તે યોહ
સુવાર્તામાંના ગૂઢ શિક્ષણને મળતુંજ છે. નીકોદેમસને જે નવા જ
વિષે કહેવામાં આવ્યું હતું તેની અગત્ય પહાડ પરના ઉપદેશમાં દેખા
અને જગતમાં પ્રભુનું રાજ્ય ઇસુએ સ્થાપ્યું અને તેની શરૂઆત કરી તે
પ્રખ્યાત કવિ વર્ડઝવર્થ આનંદ સાથે જણાવે છે કે "જ્યારે ગ
અને ફરજ એકત્ર થઇ જશે અને જ્યારે પ્રેમ અને આનંદ વર્તન
કાબુ રાખશે ત્યારે આપણાં જીવન શાંત તથા ઉજ્વળ થશે અને આ
પ્રકૃતિ આનંદિત થશે."

II. ન્યાયીપણા વિષેના યહુદીઓના વિચારોનો વિસ્તાર ઇ
કેવો કર્યો છે તે હવે આપણે તપાસીએ.

(૧) યહુદીઓના મુખ્ય વિચારો નિયમશાસ્ત્ર મુજબ અમુક
કૃત્યો કરવાં નહિ તેવા હતા, પણ ઇસુનું શિક્ષણ તેવાં કૃત્યોને બદલે
કૃત્યો કરવા વિષેનું હતું. તેણે પોતાનું જીવન પરોપકાર કરવામાંજ ગ
હતું. તે જ્યાં ગયો ત્યાં સારાંજ કામ કરતો ગયો હતો. તે
કહેતો કે પોતે સેવા કરાવવા માટે તો નહિ પણ સેવા કરવા માટે
બીજા ઘણાઓના બચાવ માટે પોતાનો ભોગ આપવા માટે આ
હતો. પોતાના છેલ્લા દિવસોમાં તેણે શિષ્યોના પગ ધોયા અને
કરીને હલકામાં હલકી સેવા બજાવી અને કહ્યું, "જેવું મેં તમને
તેવું તમે પણ કરો એ માટે મેં તમને નમુનો આપ્યો છે" (યોહા.
૧૫). તેણે પોતાના રાજ્યમાં મનુષ્યની મોટાઇનું માપ તેની લોક
ઉપર ઠરાવ્યું હતું; "જે કોઇ તમારામાં મુખ્ય થવા ચાહે તે તા
દાસ થાય" (માત્થી ૨૦; ૨૭). જે સારૂં કામ કરવાને મ

શક્તિમાન હોય પણ તે ન કરે તો તે ન્યાયકાળે પાપી ઠરાવાશે એમ જાહેર કર્યું હતું.

(૨) આ બાબતનો વધારે વિસ્તાર કરવા માટે તથા આપણું ચારિત્ર વધારે ઉચ્ચ બનાવવા માટે તે કહે છે, "જેઓ તમારા પર પ્રીતિ કરે છે તેઓ પર જો તમે પ્રીતિ કરો છો તો તમને શું ફળ છે? દાણીઓ પણ શું એમ નથી કરતા? અને જો તમે કેવળ તમારા ભાઇઓને સલામ કરો છો તો તમે વિશેષ શું કરો છો? દાણીઓ પણ શું એમ નથી કરતા?" (માત્થી ૫; ૪૬, ૪૭). ઇસુએ પોતાના શિષ્યોને એમ પણ શિખવ્યું હતું કે બીજાં બધાં માણસો કરે છે એમ કરવું અને એટલુંજ કરીને બેસી રહેવું એ પુરતું નથી. જીવનના સર્વ આશયો જેવા કે વ્યાપાર, રાજ્યકારભાર, મજુરી અને સામાજીક જીવનમાં નૈતિક બાબતની જે અગત્ય છે તે પુરી પાડવા પ્રથમ તો તેમણે પ્રયાસ કરવો જોઇએ. અમુક પક્ષના કે અમુક જાતિના લોકોનું હિત કરવું એમ જે યહુદી લોકો માનતા હતા તેમ ન સમજવું. યહુદીઓના સંકુચિત વિચારો જેટલા તેમના સ્વદેશ તથા સ્વધર્માભિમાનમાં દેખાઇ આવતા હતા તેટલા બીજા કોઇમાં પણ દેખાતા નહોતા. "તારા પડોસી પર પ્રેમ કર" તેનો અર્થ યહુદીઓ એવો કરતા હતા કે બીજા કોઈ પણ યહુદી ઉપર પ્રેમ કરવો, પણ યહુદી શિવાય બીજા ઉપર નહિ. પણ ઇસુએ પડોસી શબ્દનો અર્થ એક સમરૂની માણસ કે જેને યહુદીઓ પોતાનો શત્રુ સમજતા હતા તે પણ તેમાં સમાઇ જાય છે તેવો બ્હોળો કર્યો હતો (લુક ૧૦; ૩૭). જ્યારે આપણે ઇસુની એ વાત તપાસીએ કે "તમે બીજાના કરતાં વધારે શું કરો છો?" અને તે સાથે પ્રભુનું શિક્ષણ જે માત્થી ૫; ૩૯-૪૨ માં આપેલું છે તે તપાસીએ તો આપણને એમ લાગશે કે આપણે આપણા જીવનમાં એવી નીતિ દેખાડી આપવાની છે કે જે ઘણીજ ઉમદા હોય અને જેને માટે મોટો ભોગ આપવો પડે. આવી મહત્તા તથા ધૈર્યની પોતાના શિષ્યોનાં સામાન્યમાં સામાન્ય કાર્યો, જેવાં કે સલામ કરવી, ઉછીનું આપવું, કોઇને મદદ કરવી અને સહન કરવું વગેરેમાં દેખાવી જોઇએ એવું તેનું ફરમાન હતું.

(૭) આ બાબતનો બીજો પણ એક દાખલો તપાસીએ. કેટલાએક સદ્‌ગુણો જેવા કે નમ્રતા તથા ધૈર્ય કે જેઓ કોઇ વખત સ્ત્રીઓના સદ્‌ગુણો કહેવાય છે તેઓ પ્રથમ ઇસુના શિક્ષણથી ઉત્તમ લેખાયા હતા. બહાદુરી, હિમ્મત, સત્ય, વગેરે સદ્‌ગુણો તો ઘણા વખતથી માનનિય હતા, અને રૂમી લોકોના પ્રખ્યાત માણસો પણ તેમને માટે મગરૂરી ધરાવતા હતા, પણ જ્યારથી ઇસુએ પોતાના ઉપદેશ તથા વર્તનથી શિક્ષણ આપવા માંડયું ત્યારથી નમ્રતા તથા ધૈર્ય જેવા ગુણો સદ્‌ગુણ તરીકે લેખાવા લાગ્યા. ઇસુના શિક્ષણ પહેલાં તો એવા સદ્‌ગુણોને વખોડી કાઢવામાં આવતા હતા, પણ હવે તો તેને મોટામાં મોટું માન આપવામાં આવે છે. પોતાને નુકશાન અથવા ઇજા થતી હોય તે વખતે ધૈર્ય રાખવું, શત્રુઓને ક્ષમા આપવી, બીજાઓનાં કામની યોગ્ય કદર બુઝવી, નમ્રતા, દયા, નિર્બળ અને અશકત ઉપર અનુકંપા રાખવી વગેરે ગુણો આજે જગતમાં ઉત્તમમાં ઉત્તમ સદ્‌ગુણો ગણાય છે, અને જે મનુષ્યમાં એવા સદ્‌ગુણો હોય છે તેનું ચારિત્ર ઉત્તમ કહેવાય છે. આધુનિક સમયમાં આ બાબતના વિચારો પૂર્વકાળના વિચારોથી તદન જુદાજ છે અને તે જુદા પડવાની શરૂઆતની મીતિ ઇસુના વખતથી શરૂ થઇ છે. તેના આવવા પહેલાં જગતમાં જુના વિચારોનો અમલ ચાલતો હતો, પણ તેના આવવા પછીથી જગતમાં નવા વિચારોનો અમલ ચાલે છે, ને તે કેટલેક અંશે પોતાના શિક્ષણથી તેમ કરી શકયો છે. ન્યાયીપણાના નવા આદર્શને દર્શાવીને તેણે પહાડ પરના ઉપદેશમાં કહ્યું, "જેઓ આત્મામાં રાંક છે તેઓને ધન્ય છે, કારણ કે દેવનું રાજ્ય તેમનું છે"; "નમ્રતાવાળાઓને ધન્ય છે," "દયાળુઓને ધન્ય છે." ઉપદેશ કરતાં તો પોતાના વર્તનથી ઇસુએ આ સદ્‌ગુણોનો પ્રભાવ વધારી દીધો હતો. તે પોતે ઘણોજ નમ્ર તથા દયાળુ હતો. તે સૌથી વધારે ધૈર્યવાન, અને પ્રેમને ખાતર સહુથી વધારે દુઃખ સહન કરનાર હતો. જગતના જુના વિચારો અને આજના વિચારોમાં જે મહાન મોટો તફાવત દેખાય છે તે તેના વ્યવસ્ત ભેજ કર્યો છે અને આજે આપણે એવી સ્થિતિમાં આવી ગયા છીએ કે તેવા જુના વિચારોનો કદી પણ પાછો સ્વીકાર કરીએ નહિ. આધુનિક કાળમાં આપણાં જીવનમાં, કળામાં અને વ્યવહારમાં ઇસુએ કરેલા આ મોટા ફેરફારને આપણે અનુભવી શકીએ છીએ.

B. ઇસુએ યહુદી કે રૂમી લોકોની અમૂક માન્યતામાં સુધારો કર્યો છે એટલુંજ કહેવું બસ નથી. ન્યાયીપણા વિષે જે બોધ તેણે આપ્યો હતો તેના બે મુખ્ય ભાગ પાડી શકાય છેઃ (૧) તેણે મનુષ્યોને ન્યાયીપણાનો એક નવો અને સંપૂર્ણ આદર્શ આપ્યો; (૨) તેણે મનુષ્યોને ન્યાયી થવા માટે એક નવો ઉદ્દેશ આપ્યો. આ બન્ને તેણે "પ્રભુ પિતા છે" એ વાત પ્રગટ કરીને એકી વખતે સિદ્ધ કીધા છે.

(૧) ન્યાયીપણાના ધોરણને અને આ વાતને શો સંબંધ છે તે તપાસીએ. ન્યાયીપણાનો સર્વોત્તમ નમુનો તે ઇશ્વરનું ચારિત્ર છે. ઇશ્વર વિષેનો આ નવો તથા ઉમદા વિચાર આપણી ફરજ તથા લાગણીઓને નવી તથા વધારે ઉમદા બનાવે છે. કારણ કે આપણે જાણીએ છીએ કે આપણે ઇશ્વરની સાથે કામ પાડીએ છીએ અને તે બાબતમાં જે ઉત્તમમાં ઉત્તમ હોય તેજ સંપાદન કરવાનો યત્ન કરવાને આપણે બંધાએલા છીએ. જ્યારથી ઇસુએ ઇશ્વરને પિતા તરીકે પ્રગટ કર્યો અને પોતાને દેવના પુત્ર તરીકે પોતાના જીવનમાં દેવને દર્શાવી આપ્યો ત્યારથી ન્યાયીપણા વિષેના મનુષ્યોના વિચારો બદલાવા લાગ્યા છે. આપણે ઉપર જોઈ ગયા છીએ કે તે ત્યારથી બધા ફેરફારનાં મૂળ કારણરૂપ તો આજ વાત છે. જે ઘડીથી મનુષ્યો દેવને "પિતા" તરીકે ઓળખવા લાગ્યાં તેજ ઘડીથી તેમની દીકરા તરીકેની ફરજ દેવના ખરા દીકરા થવાની, અને પુત્રો પિતા પર જેવો ભરોસો રાખે છે તેવો ભરોસો રાખવાની, અને પિતાના જેવું પુત્રે ન્યાયી વર્તન રાખવું જોઇએ એમ સમજવા લાગ્યા. "એ માટે કે તમે આકાશમાંના તમારા બાપના દીકરા થાઓ, કારણકે તે પોતાના સુરજને ભુંડા તથા ભલા પર ઉગાવે છે, ને ન્યાયી તથા અન્યાયી પર વરસાદ વરસાવે છે" (માત્થી ૫; ૪૫). આ શબ્દો વડે ઇસુએ પોતાના શિષ્યોને ખ્રીસ્તી જીવનનો ઉત્તમ માર્ગ બતાવ્યો છે.

આ નિયમમાં શું શું સમાયલું છે? આ સવાલનો સર્વોત્તમ જવાબ તો ઇસુનું પોતાનું જીવન છે. આ જગતમાં રહેતાં દેવના પુત્ર તરીકે તેજ સંપૂર્ણ નમુનો લેવા લાયક છે. ખ્રીસ્તી મનુષ્યને અનુસરવા લાયકની વ્યક્તિ તેજ છે. તેનું જીવન તથા મરણ મનુષ્યને પ્રભુના જેવા થવાને અને દેવના પુત્ર કેવી રીતે થવાય તે તેના શબ્દો કરતાં પણ વધારે

અસરકારક રીતે શિખવે છે. આ તેના આદર્શ ઉપરથી આપણે પ્રભુ પ્રત્યેની આપણી મુખ્ય ફરજ જે પુત્ર જેવો વિશ્વાસ રાખવાની અને પુત્ર જેવા આજ્ઞાંકિત થવાની છે, તે શીખીએ છીએ. પ્રભુ પરના વિશ્વાસ વિષે બોલતાં તે પ્રભુની આપણે માટે જે કાળજી છે તેનો આબેહુબ ચિતાર આપે છે, અને તેણે પોતે પ્રભુ પર કેવો વિશ્વાસ રાખ્યો હતો તે તેનું જીવન દેખાડી આપે છે (યો. ૧૬ ; ૩૨. માત્થી ૨૬ ; ૫૩ : ૬ ; ૨૫–૩૩ : ૧૦ ; ૧૯, ૨૦). તેનું આજ્ઞાંકિતપણું તેની પુત્ર તરીકેની કાળજીમાં દેખાય છે. "જેણે મને મોકલ્યો છે, તેની ઇચ્છા પુરી કરવી, ને તેનું કામ પૂર્ણ કરવું, એ મારૂં અન્ન છે" (યો. ૪ ; ૩૪), અને આજ્ઞાંકિત પુત્ર તરીકે તેણે પોતાને પિતાના હાથમાં સોંપી દીધો. "હા, ઓ બાપ, કેમકે તને એવું સારૂ લાગ્યું." "એ માટે ઇસુએ પીતરને કહ્યું કે, તરવાર મ્યાનમાં ઘાલ ; જે વાટકો મારા બાપે મને આપ્યો છે તે શું હું ના પીઉં ?" (યો. ૧૮ ; ૧૧). ઇસુના જીવનના એજ આદર્શ ઉપરથી આપણે મનુષ્યો પ્રત્યેની આપણી ફરજ એકજ શબ્દમાં જોઇ શકીએ છીએ અને તે તો "પ્રેમ" છે. તે પ્રેમ જેને આપણે સામાન્ય રીતે પ્રેમની લાગણીના રૂપમાં ઓળખીએ છીએ તેવો નથી, પણ પ્રભુ ઇસુના પોતાના પ્રેમ જેવો મોટો પ્રેમ છે કે જેને ઇસુએ મનુષ્યોના તારણ માટે તેમના ઉપર દયા કરવામાં, તેમની સેવા કરવામાં, તેમના પર પરોપકાર કરવામાં અને તેમને સારૂ વધસ્તંભ ઉપર મરવામાં દર્શાવ્યો હતો. ઇસુએ દેવના પુત્ર તરીકે આ જગત પર મનુષ્યો સાથેના સહવાસમાં અલૌકિક જીવન ગાળ્યું અને તેને માનનારા બધા તેનું ન્યાયી વર્તન એજ સર્વોત્તમ નમુનો છે એમ માને છે. તે પોતાના સદ્‌ગુણ તથા બોધથી જગતના અજવાળારૂપ થયો છે (યો. ૮ ; ૧૨), અને તે પોતાના શિષ્યો પોતાના જેવાજ થાય એમ ઇચ્છે છે, અને તેથી કહે છે "તમે જગતનું અજવાળું છો, પહાડપર વસાવેલું નગર સંતાઇ શકતું નથી, તેમ તમે તમારૂં અજવાળું લોકની આગળ એવું પ્રકાશવા દો કે તેઓ તમારી રૂડી કરણીઓ જુએ ને આકાશમાંના તમારા બાપની સ્તુતિ કરે" (માત્થી ૫ ; ૧૪, ૧૬).

(૨) ન્યાયી થવા માટેનું એક નવું કારણ પ્રભુને પિતા તરીકે સંબોધવાથી કેવી રીતે મળે છે અને ખ્રીસ્તી ધર્મ કેવું ઉચ્ચ પ્રકારનું ન્યાયી-

પણું શિખવે છે અને તેને પ્રાપ્ત કરવાનું સરળ બનાવે છે તે તપાસીએ. જો પ્રભુને એવા પ્રેમી પિતા તરીકે જાણવામાં આવતો હોય કે તે પાપ કરનારાઓ પર પ્રેમ કરે છે અને તેમને ક્ષમા આપે છે અને તેમને પોતાનાં બાળકો બનાવીને ઉત્તમ પદવી તથા હક આપે છે અને તે પ્રેમના પ્રત્યુત્તરમાં મનુષ્યોના હૃદયમાં પ્રેમ, આજ્ઞાંકિતપણું અને આનંદ ઉદ્દભવે છે. તેના ઉપર ભરોસો રાખવાની અને તે રાજી થાય એવાંજ કૃત્યો કરવાની આપણા આત્માની તીવ્ર ઇચ્છા થાય છે. વળી ન્યાયી શા માટે થવું તે બતાવનારા માર્ગો અને કારણો તો કાયમજ રહે છે, જેમકે ન્યાયી થવાની ફરજ, તેની સુંદરતા, તેનો બદલો, ઇત્યાદિ પણ તે બધાંમાં એટલો ઉમેરો થાય છે કે હૃદય ન્યાયીપણા તરફ વળે છે અને પવિત્ર આત્માની સહાયતાથી પ્રભુનો પ્રેમ તેમાં પ્રકાશતો થાય છે. પ્રભુનો આપણા પરનો પ્રેમ તેના પ્રતિ આપણા હૃદયમાં પ્રેમ ઉત્પન્ન કરે છે, એટલુંજ નહિ પણ બીજાં સર્વ મનુષ્યો પ્રતિ પણ આપણા હૃદયમાં પ્રેમ ઉત્પન્ન કરે છે. જો આપણે એમ માનતા હોઈએ કે પ્રભુ આપણને ચાહે છે તો બીજાને ચાહ્યા વગર તથા તેમની સેવા કર્યાં વગર આપણાથી રહી શકાયજ નહિ. ઇશ્વર આપણો પિતા છે, એ જે વાતની ખાતરી ઇસુએ આપણને આપેલી છે તે નીતિરૂપી લોહચુંબકની જેમ આપણા પ્રેમને આકર્ષે છે. અને તેથી આપણામાં ન્યાયીપણું સહજજ ઉદ્દભવે છે. આ માન્યતાથી પ્રેમ ઉત્પન્ન થાય છે અને પ્રેમથી નિયમનું પાલન થાય છે. "ત્યારે તેણે તેને કહ્યું કે, પ્રભુ જે તારો દેવ, તે પર તું તારા પૂરા હૃદયથી, ને તારા પૂરા જીવથી, ને તારા પૂરા મનથી પ્રીતિ કર, ને જેવી પોતા પર તેવી તારા પડોસી પર પ્રીતિ કર" ( માત્થી ૨૨ ; ૩૭, ૩૯ ).

ઇસુના શિક્ષણ જેવું ન્યાયીપણાનું શિક્ષણ બીજા કોઇનું પણ નથી. જુના કરારમાંનું ભવિષ્યવાદીઓનું તથા ગીતશાસ્ત્રીઓનું શિક્ષણ કેટલેક પ્રસંગે ઉંચામાં ઉંચી પંક્તિનું ગણાય ખરૂં, પણ તે વારંવાર ફરિયાદના કે અવિશ્વાસના રૂપમાં બદલાઇ જતું દેખાય છે કે જેથી તે ઉતરતી પંક્તિનું ગણાય છે, પણ ઇસુનું શિક્ષણ તો ભવિષ્યવાદીઓના ઉંચામાં ઉંચા શિક્ષણ જેવું હરહમેશજ દેખાય છે. અન્ય દેશના તથા અન્ય ધર્મના લોકોના

શિક્ષણ કરતાં પણ ઈસુનું શિક્ષણ ચઢીઆતું હતું, કારણકે વિધર્મીઓનું શિક્ષણ ઘણુંખરૂં અપૂર્ણ તેમજ સર્વને લાગુ પડે નહિ તેવું હતું. વળી ઇસુના શિક્ષણમાં એવી મહત્તા સમાએલી છે કે તે મનુષ્યોની આગળ ઉત્તમોત્તમ આદર્શ મૂકે છે, એટલુંજ નહિ પણ તે પ્રમાણે વર્તવાનું બળ પણ આપે છે.

ન્યાયીપણા સંબંધીનું ઇસુનું શિક્ષણ એવું સંપૂર્ણ છે કે તે મનુષ્યોના હ્રદયને તથા અભિલાષાને સંતોષે છે અને તેમાં કોઇ પણ જાતની ખોડ કે ખામી નથી. પહાડ પરનો ઉપદેશ તથા યોહાનની સુવાર્તામાંની તેની છેવટની વાતો વાંચીએ ત્યારે આપણને એમજ લાગે કે જો મનુષ્યો આત્મિક તથા દૈહિક જીવનમાં આવીજ રીતે વર્તે તો તેઓ પૂરેપૂરા સંપૂર્ણ થાય અને ન્યાયીપણાનો આશીર્વાદ તેઓ નિશ્ચે મેળવે.

જોકે ઇસુનું શિક્ષણ આટલું બધું ઉત્તમ તથા સંપૂર્ણ છે છતાં દલગીરીની વાત એ છે કે મનુષ્યોએ તેનો સ્વીકાર એટલો બધો ઓછો કરેલો છે કે ખ્રીસ્તી સમાજમાં અત્યાર સુધી ફક્ત તેનો કંઇક અંશજ ગ્રહણ થએલો દેખાય છે. ખ્રીસ્તી પ્રજા નૈતિક બાબતમાં ધીમે ધીમે આગળ વધે છે. ઇસુના શિષ્યોને ન છાજે તેવા ભુંડા રીતરીવાજો લાંબા સમય સુધી પાળવામાં આવતા હતા. આ અપવિત્ર, સ્વાર્થી, કપટી અને દ્વેષથી ભરપુર જગતમાં ઇસુના લોકોએ પવિત્રતા, પરમાર્થ, સત્ય અને પ્રેમની ઉજ્વળ પ્રતિમારૂપે જેવા દેખાવું જોઇએ એવા તેઓ દેખાયા નથી. આધુનિક જમાનામાં ખ્રીસ્તી કહેવાતા દેશોમાં ઇસુના ન્યાયીપણાની વાત જેવી જોઇએ તેવી સારી રીતે માન્ય રખાતી નથી તેથી ખ્રીસ્તી મંડળીના લોકોને જે દુઃખ થાય છે તેથી ભવિષ્યને માટે સારી આશા બાંધી શકાય એમ છે. ઇસુના શિક્ષણથી જગતમાં પ્રભુના પિતૃત્વ વિષે અને મનુષ્યોના બંધુત્વ વિષે જે વિચારો ઉત્પન્ન થયા છે અને ખ્રીસ્તી સમાજમાં ઉંડા ઉતરી ગયા છે તે જોતાં તો એવી આશા રાખી શકાય કે ભવિષ્યમાં હાલના કરતાં તે સિદ્ધાંતો મનુષ્યોના જીવનમાં વધારે અસરકારક થઈ પડશે.

---

## अध्याय ८.

# દેવના રાજ્યમાં પ્રવેશ પામવાની શરતો.

૧. પ્રવેશ પામવાની શરતો સહેલી છે,—તારણ મફત મળે છે—એકજ લાયકાત જોઈએ, અને તે એ કે તારણ પામવાની ખુશી. ઈસુ પર વિશ્વાસ કર્યાથી માણસ તારણ પામવાને ખુશી થાય છે, અને તેથી વિશ્વાસ તેને તારે છે. ૨. શરતો અઘરી પણ છે; તારણ મેળવવા માટે મોટો ત્યાગ કરવાની જરૂર—(૧) પશ્ચાત્તાપ, (૨) પોતાનાં સગાંનો અને પોતાનો દ્વેષ, (૩) વધસ્તંભ ઉંચકવો, (૪) બધી માલમિલ્કતનો ત્યાગ કરવો—આ પ્રમાણે કરવું તે માણસની શક્તિની બહાર છે, અને તેમ કરવાને ઈશ્વરની શક્તિની જરૂર પડે છે—તે મેળવવા માટે નવા જન્મની જરૂર પડે છે—તેથી તારણ એ દૈવી ભેદ છે. તારણમાં જે ભેદ છે તે વિષે વાંધો અને તેનો જવાબ—તારણ મેળવવાને ઈશ્વરી કૃપાની જરૂર પડે છે, તે કંઈ તેને માટે અટકાવરૂપ નથી.

દેવના રાજ્યમાં પ્રવેશ પામવા સારૂ કઇ કઈ શરતો પાળવાની છે—મતલબ કે પ્રત્યેક આત્માના તારણ માટે જે જે શરતો વિષે ઇસુએ શિક્ષણ આપેલું છે, તેનો અભ્યાસ આપણે આ અધ્યાયમાં કરીશું. તારણ પામવા સારૂ મારે શું કરવું જોઇએ? અનંતજીવન પામવા સારૂ હું શું કરૂં? એ પ્રશ્નોના ઇસુએ જે જુદા જુદા ઉત્તરો આપેલા છે, તેને એકત્ર કરવાની આપણે કોશિશ કરીએ, અને તે બધાનો સાર કેવો આવે છે તે જોઇએ; કારણ કે તેના આપેલા કોઇ પણ એકાદ વચનથી આખું સત્ય એકદમ નીકળતું નથી. ખરેખર, વારંવાર એક સ્થળે એ જે કહે છે તેમાં, અને બીજે સ્થળે કહે છે તેમાં વિરૂદ્ધતા હોય એમ દેખાય છે. દાખલા તરીકે કોઇ કોઇ વાર એમ દેખાય છે કે દેવના રાજ્યમાં પ્રવેશ કરવો, એના જેવી સહેલી બાબત દુનિયામાં બીજી કોઇજ નથી; બીજે ઠેકાણે એના કહેવા ઉપરથી એમ માલમ પડે છે કે એ જેટલું અઘરૂં છે, તેના કરતાં વિશેષ અઘરૂં બીજું કંઇજ નથી.

૧. આપણા પ્રભુના શિક્ષણમાં એક વાત ખુલ્લેખુલ્લી અને ચોક્કસ દેખાઇ આવે છે, અને આપણે તે પહેલી નોંધી રાખવી જોઇએ. તે એ છે કે ઉત્તમમાં ઉત્તમ વાત, એટલે આકાશનું રાજ્ય, તે **પ્રભુની મફત બક્ષીસ છે.** તારણ કૃપાથી મળે છે—એટલે આપણને મફત મળે છે. આ વાત સુના જમાનાના ફરોશીઓના વિચારથી તદન વિરૂદ્ધ છે. તે વિચાર

ઓછો કે વત્તો દરેક મનુષ્યના મનને કદાપિ અનુકૂળ હશે. તે એ કે તારણ અને અનંતજીવન સારાં કામ કરવાથી પ્રાપ્ત થાય છે; અને બીજું એ કે તે પ્રભુની બક્ષીસ છે, અને તેથી સહુથી પહેલાં જે ખરેખરા ન્યાયી પુરૂષો હોય છે તેમનેજ તે આપવામાં આવે છે. ઇસુના શિક્ષણમાંની સહુથી પહેલી ને સહુથી અગત્યની વાત એ છે કે, ઇશ્વરનું રાજ્ય અને તેની સાથે અનંતજીવન જે તે રાજ્યની બક્ષીસ છે, તે કૃપાથીજ અપાય છે. ઇસુ પોતાના શિષ્યોને કહે છે કે "તમને મફત મળ્યું છે, માટે મફત આપો" (માત્થી ૧૦ ; ૮); "તમને રાજ્ય આપવાની તમારા બાપની ખુશી છે" (લુક ૧૨ ; ૩૨); "મારાં ઘેટાં મારો સાદ સાંભળે છે......અને હું તેઓને અનંતજીવન આપું છું" (યોહા. ૧૦ ; ૨૭, ૨૮). દ્રાક્ષવાડીમાંના મજુરોના દૃષ્ટાંતમાં એજ સત્ય ઇસુ લગભગ એવીજ વિપરીત દેખાતી રીતે ભાર દઇને કહે છે. પોતાના સાંભળનારાઓના વિચારને માન્ય કરવાની રીત જે તે વારંવાર વાપરે છે, તે વડે તે કહે છે કે જાણે એઓમાંના કેટલાક મજુરોએ આખો દિવસ દ્રાક્ષવાડીમાં મજુરી કરીને એક દિનાર (મતલબ કે અનંતજીવન) મેળવ્યું, એ ખરી વાત છે. દુનિયામાં એવા માણસો છે કે જેઓને પશ્ચાત્તાપ કરવાની ગરજ નથી, એ વિચારને તેણે એક બીજી જગાએ માન્ય કીધો છે, તેનાથી આ કંઇ જુદું નથી. તે દૃષ્ટાંતમાં જેઓએ દિવસનો માત્ર થોડોજ ભાગ મજુરી કીધી હતી, છતાં તેઓને પણ એક દિનાર મળ્યું, તેની હકીકત સાથે સરખાવીને એ વાત વધારે સ્પષ્ટ કરી બતાવે છે. એજ પ્રમાણે પોતાના શ્રોતાજનોને અસરકારક થઇ પડે, એવી રીતે તે પ્રગટ કરે છે કે અનંતજીવન એવા ઘણાઓને આપવામાં આવશે કે જેઓ તે મેળવવાને પ્રભુની સેવામાં ઘણા પછાત માલમ પડ્યા હશે, અને બીજું કે તેઓનું ન્યાયીપણું કોઇનું વધારે, ને કોઇનું ઓછું હોય તેમ છતાં છેવટે પ્રભુની કૃપા તેઓ બધાને સમાન પંક્તિમાં લાવે છે. ઇસુ ઇશ્વરને બાપ તરીકે માનતો તે તેના શિક્ષણનો પાયો છે. જો ઇશ્વર માત્ર રાજાજ હોત તો માણસોને તેઓનાં કામ પ્રમાણેજ ઇન્સાફ અને બદલો આપત, પણ ઇશ્વર બાપ છે તેથી તે આપણી સાથે પોતાની કૃપાના પ્રમાણમાં વર્તે એ તેના સ્વભાવને અનુકૂળ છે.

હવે જો રાજ્ય કૃપાનું છે, તો તેમાં પ્રવેશ કરવાની શરત એવી હોવી જોઇએ કે તે બક્ષીસ આપણે સ્વીકારવી. આ ઉપરથી માલમ પડશે કે પ્રવેશ પામવાને જે લાયકી જોઇએ છે, તેમાં એ મુખ્ય બાબત છે. પોતાના ન્યાયીપણાથી તેનો દાવો કરવાનું અભિમાન રાખ્યા વગર, અથવા આપણે ન્યાયીપણે ન ચાલીએ તો તે આપણને નહિ મળે, એવો નિરાશાભરેલો વિચાર રાખ્યા વગર તે સ્વીકારવાને તત્પર રહેવું. આપણે તો નાના બાળકના જેવા થવું જોઇએ, "હું તમને ખચિત કહું છું કે જે કોઇ બાળકની પેઠે દેવનું રાજ્ય સ્વીકારશે નહિ, તે તેમાં નહિજ પેસશે" (લુક ૧૮ : ૧૭).

તારણ મેળવવાને આવી તત્પરતા કે આતુરતા શાથી ઉત્પન્ન થાય? તે તો વિશ્વાસથી થાય છે—ઇસુ પર વિશ્વાસ, એટલે એવો વિશ્વાસ કે ઇસુ દેવ પાસેથી આવ્યો છે (યોહા. ૧૬ ; ૩૦ : ૧૭ ; ૮); વળી એવો વિશ્વાસ કે આપણા તારણને સારૂ તેની સુવાર્તા સાચી છે, અને દેવના રાજ્ય વિષેનાં તેનાં વચનો સંપૂર્ણ છે. તેથી જૉન વેસ્લેના કહેવા મુજબ "ઓ માણસ, તારામાં જે સઘળું સારૂં છે, તેનું મૂળ વિશ્વાસ છે! પહેલી વાત એ છે કે ઈસુ પર વિશ્વાસ રાખો." ઇસુએ પોતે કહ્યું કે "જેને તેણે મોકલ્યો છે તેના પર તમે વિશ્વાસ કરો એજ દેવનું કામ છે" (યોહા. ૬ ; ૨૯). પણ દેવની બક્ષીસ સ્વીકારવાથી વિશ્વાસ પ્રમાણે કરવામાં આવે છેજ, અને સુવાર્તામાં ખરૂં જોતાં વિશ્વાસ રાખવો અને સ્વીકાર કરવો એ બે વાત સરખીજ ગણેલી છે. ઇસુનો સ્વીકાર કરવો, એજ અનંતજીવન મેળવવું તે છે; કારણ કે ઈસુ જીવનનો મોટો ઝરો છે. દેવના રાજ્યમાં કૃપાથી દાખલ થવાય છે, અને તેમાં દાખલ થવાની શરત આપણું ન્યાયીપણું નહિ પણ આપણો વિશ્વાસ છે. ઇસુએ તે વિષે કહ્યું કે તે તો ખાસ કરીને પાપીઓને માટે છે.—"હું ન્યાયીઓને નહિ પણ પાપીઓને તેડવા આવ્યો છું" (માર્ક ૨ ; ૧૭). મોટા પાપીઓએ તેનો સ્વીકાર કીધો, અને તેઓ ઈસુ પરની પ્રીતિમાં એવા તો લીન થઈ ગયા, અને આનંદથી એવા ભરપુર થઇ ગયા કે જે જગતના લોકો સમજી શક્યા નહિ. પાપી બાયડીની બાબતમાં જે બન્યું તે જુઓ. ઇસુએ તેને કહ્યું કે, "તારા વિશ્વાસે તને બચાવી છે, શાંતિએ જા" (લુક ૭ ; ૩૬-૫૦). જેઓએ થોડાં પાપ કર્યાં હોય, તેમને પહેલા પસંદ કર્યાં

અથવા તો જાણે કે તેમને માફી મળવાનો પહેલો હક હોય, એવું કંઇ છેજ નહિ. ખરી વાત તો એ છે કે દાણીઓ તથા કસબેણો તે જમાનાના ન્યાયી ગણાતા માણસોની અગાઉ દેવના રાજ્યમાં દાખલ થયાં (માત્થી ૨૧ ; ૩૧). આપણા પ્રભુ ઇસુએ જાણવા જેવી રીતે એક દાણીની વાત કહી કે જેને દેવના રાજ્યમાં દાખલ કરવામાં આવ્યો. તે દાણીએ આ પ્રમાણે પ્રાર્થના કરી કે "ઓ દેવ, મુજ પાપી પર દયા કર" (લુક ૧૮ ; ૧૩). પણ ફરોશી, કે જેણે પોતાના ન્યાયીપણાની રૂએ દાવો કર્યો, તેને માન્ય કરવામાં આવ્યો નહિ. અને તે વાતને અંતે ઇસુએ નીચે પ્રમાણે કહ્યું કે, "જે કોઇ પોતાને ઉંચો કરે છે તે નીચો કરાશે, અને જે કોઇ પોતાને નીચો કરે છે તે ઉંચો કરાશે." તારણ વિષે આ જે શિક્ષણ ઇસુએ આપ્યું કે તે દેવનું દાન છે તેનો પણ આ મજબુત પુરાવો છે કે પેઢી દર પેઢી ને ત્યારથી તે અત્યાર સુધી તેના વિષે બોધ આપવામાં આવ્યો છે, અને જ્યાં જ્યાં તે સ્વીકારવામાં આવ્યો છે ત્યાં ત્યાં જુદી જુદી પ્રજાના અને સ્થિતિના માણસોની બદલાતી જતી જીંદગીમાં પ્રભુની આ કૃપાની મહત્તા વધારે ને વધારે દેખાઇ આવે છે.

૨. આટલે સુધી તો પ્રભુના રાજ્યમાં પ્રવેશ પામવાની શરતો ઘણીજ સહેલી હોય, એમ દેખાય છે. પણ ઇસુનાં ઘણાં વચનો એવાં છે કે જે પરથી એમ દેખાય છે કે તે રાજ્યમાં પ્રવેશ પામવો ખરેખર મુસ્કેલ છે, અને તેની શરતો ભારે છે. તે કહે છે કે, "સાંકડા બારણામાં થઇને પેસવાને યત્ન કરો, કેમકે હું તમને કહું છું કે ઘણા પેસવા ચહાશે પણ પેસી શકશે નહિ" (લુક ૧૩ ; ૨૪). "જે માર્ગ જીવનમાં પહોંચાડે છે તે સાંકડો છે, ને તેનું બારણું સાંકડું છે, ને જેઓને તે જડે છે તેઓ થોડા છે" (માત્થી ૭ ; ૧૪). "જો કોઈ મારી પાસે આવે, ને પોતાના બાપનો તથા માનો તથા વહુનો તથા છોકરાંનો તથા ભાઇઓનો તથા બહેનોનો, હા, પોતાના જીવનો પણ દ્વેષ ન કરે, તો તે મારો શિષ્ય થઈ શકતો નથી; જે કોઇ પોતાનો વધસ્તંભ ઉંચકીને મારી પાછળ આવતો નથી તે મારો શિષ્ય થઇ શકતો નથી" (લુક ૧૪ ; ૨૬, ૨૭). "દોલતવાનોને દેવના રાજ્યમાં પેસવા કરતાં સોયના નાકામાં થઇને ઊંટને જવું સહેલું છે" (માર્ક ૧૦ ; ૨૫). આ ઘણાજ સખ્ત શબ્દો છે.

પ્રભુના રાજ્યમાં પ્રવેશ પામવાની શરતો વધારે સખ્ત દર્શાવવાને કોઇ બીજા શબ્દો વાપરી શકાય નહિ. આપણે તેમને કેવી રીતે સમજી શકીએ?

તે શબ્દોમાં જે સત્ય રહેલું છે તે આ છે. તારણ મેળવવા આપણે યત્ન કરીએ, તેની સાથેજ આપણે મોટો ત્યાગ કરવાનો છે. એ કૃપારૂપી મોટી બક્ષીસ જે માણસ સ્વીકારે છે, તે એવો હોવો જોઇએ કે કોઈ માણસને સોનું અને જવાહીર આપવામાં આવે, તો તે લીધા અગાઉ પ્રથમથી જે કંઇ કચરો કે નકામી વસ્તુઓ તેના હાથમાં હોય, તે નાખી દઇ તેના હાથ તદ્દન ખાલી કરે. આ સંસારની જે સારી સારી ચીજોમાં આપણે લુબ્ધ થઇએ છીએ, તે દેવના રાજ્યની સાથે સરખાવતાં કચરોજ છે; વળી જે પાપોને આપણે વળગી રહીએ છીએ, તે એથી પણ વધારે ખરાબ છે; છતાં તેઓનો ત્યાગ કરવો, એ કામ ઘણુંજ મુશ્કેલ છે. ત્યાગ કરવાનું કામ કેટલું બધુ મુશ્કેલ છે, તેનું વર્ણન ઇસુએ ઘણી ઘણી રીતે અને અનેક ઉદાહરણો આપીને કીધું છે.

(૧) પસ્તાવો કરવો એ સૌથી પ્રથમ જરૂરની વાત છે. ઇસુએ પોતાના બોધની શરૂઆતમાં કહ્યું કે "પસ્તાવો કરો, અને સુવાર્તા પર વિશ્વાસ રાખો" (માર્ક ૧; ૧૫). "પસ્તાવો" શબ્દનો સાધારણ અર્થ એવો થાય છે કે પાપને માટે દિલગીર થવું અને પાપ કરતાં અટકવું. દેવની બક્ષીસ મેળવીએ અને પાપ કરતા રહીએ, એ બની શકે નહિ. પણ સુવાર્તામાં "પસ્તાવો" શબ્દનો અર્થ શો થાય છે, એ આપણે વધારે બારીકીથી તપાસીએ, તો આપણને માલમ પડશે કે મનનું તદ્દન બદલાણ થવું અને તેનું પ્રભુ ગમ ફરવું. જીવતા પ્રભુને છોડી દેવો, એ પાપનું મૂળ છે, અને પસ્તાવો કરવો, તે એ છે કે આપણી પોતાની ઇચ્છાનો ત્યાગ કરવો, અને પ્રભુની ઇચ્છાનો સ્વીકાર કરી તે કહે તે પ્રમાણે આપણી જીંદગી ગાળવી. શરૂઆતમાં આના કરતાં બીજું કંઇ વિશેષ મુશ્કલ નથી, અને તે વિષે માણસને એમ લાગે છે કે હું મારી પોતાની ઇચ્છા પ્રમાણે કરી શકતો નથી; અથવા તો તેને એમ લાગે છે કે જે વસ્તુને લીધે મારી જીંદગી મને બહુ વહાલી લાગતી

તે વસ્તુને મારે છોડી દેવી પડે છે, એનું નામ તે આત્મત્યાગ. પણ ઇસુ કહે કે, "જે મને પ્રભુ પ્રભુ કહે છે તે સર્વ આકાશના રાજ્યમાં પેસશે એવું નહિ, પણ જે મારા આકાશમાંના બાપની ઇચ્છા પ્રમાણે કરે છે તે પેસશે (માત્થી ૭; ૨૧). બાપની ઇચ્છા પ્રમાણે કરવાને મનમાં ઠરાવ કરવો (યોહા. ૭; ૧૭) એ ઇશ્વરના રાજ્યમાં દાખલ થવાની પહેલી શરત છે.

(૨) ત્યાગ કરવા વિષે ઇસુએ બીજો દાખલો આપ્યો, તે નીચેના શબ્દોમાં આવે છે. તે એ છે કે "જે કોઇ મારી પાસે આવે અને પોતાના બાપનો તથા માનો તથા વહુનો તથા છોકરાંનો તથા ભાઇઓનો તથા બહેનોનો હા, પોતાના જીવનો પણ દ્વેષ ન કરે તો તે મારો શિષ્ય થઇ શકતો નથી" (લુક ૧૪; ૨૬). એ પ્રમાણે કરવું એ કેટલું બધું મુશ્કેલ છે! ટોળાં-બંધ લોકો જેઓ આનંદભેર ઇસુની પાછળ જતા હતા, તેઓને જ્યારે તેણે આ વચન કહ્યું, ત્યારે તેઓને તે કેવું ચોંકાવનારૂં લાગ્યું હશે! દેવની આજ્ઞા તેણે પોતેજ શિખવી કે, "તારા બાપનું તથા તારી માનું તું સન્માન કર" (માર્ક ૭; ૯-૧૩). જ્યારે ઇસુ વધસ્તંભ પર હતો, તે વખતે પણ તેની માની ચિંતા તેણે ઘણા હેતથી રાખી, અને વળી તેણે પતિપત્નીની વચ્ચેનો સંબંધ વધારે દૃઢ કીધો (માર્ક ૧૦; ૫-૯), તેથી માલમ પડે છે કે ઇસુના આ વચનને લીધે ખ્રીસ્તી ધર્મ વિષે જે વાંધો લેવામાં આવ્યો છે, તે તદન પાયા વગરનો છે. પણ નીચેના તેના સખ્ત શબ્દો ઉપરથી આપણે જાણીએ છીએ કે "જે મારા કરતાં બાપ અથવા મા પર વધતી પ્રીતિ કરે છે તે મારે યોગ્ય નથી" (માત્થી ૧૦; ૩૭). ઇસુનું કહેવું એવું છે કે પોતે કે જે દેવના રાજ્યનો રાજા છે, તેના પર આપણે સૌથી પહેલી અને સૌથી વધારે પ્રીતિ કરવી જોઇએ. બીજું એ કે જો આપણે દેવના રાજ્યમાં પેસવા ઇચ્છતા હોઇએ, તો પોતાનાં સગાંથી અથવા આપણને જેઓ વહાલાં છે, તેઓથી જુદા પડવાના દુઃખને લીધે આપણને વાંધો પડે, એવું થવું જોઇએ નહિ. ખ્રીસ્ત ઉપર વિશ્વાસ કરવાને માટે તે દિવસોમાં પોતાનાં નિકટનાં સગાંઓનો વિયોગ સહન કરવો પડતો—પોતાના ઘરનાં માણસોજ ઘણી વાર શત્રુ થતાં, અને હજી પણ ખ્રીસ્તને લીધે વારંવાર ખેદ ઉપજાવે એવા વિયોગો

સહન કરવા પડે છે. પણ પ્રભુના રાજ્યને ખાતર અને ઇસુ જે ખરો તારણદાતા છે, તેને ખાતર આવાં સંકટ વેઠવાંજ પડે. "હા, પોતાની જીંદગીનો" પણ માણસને દ્વેષ કરવો પડે. અનંતજીવન કે જે આ કુદરતી જીંદગીનું રૂપાંતર છે, તે મેળવવાને જો માણસ ઇચ્છા રાખે તો ખરૂં જોતાં પોતાની જીંદગીનો ભોગ તેણે આપવોજ જોઇએ. તેથી ઇસુ વારંવાર આ વિપરીત દેખાતું વચન કહે છે કે "જે કોઇ પોતાનો જીવ બચાવવા ચાહે, તે તેને ખોશે, અને જે કોઇ મારે લીધે તથા સુવાર્તાને લીધે પોતાનો જીવ ખોશે, તે તેને બચાવશે" (માર્ક ૮; ૩૫. જુઓ લુક ૯; ૨૪).

(૩) એક બીજો દાખલો ઇસુએ નીચે પ્રમાણે આપ્યો :—"જે કોઇ પોતાનો વધસ્તંભ ઉંચકીને મારી પાછળ આવતો નથી, તે મારો શિષ્ય થઇ શકતો નથી" (લુક ૧૪; ૨૭). આ વચન કેવું કઠણ છે! જાણે હમણાં આપણને એવું કહ્યું હોય કે "જે કોઈ મારી પછવાડે વધસ્થાને (ફાંસીએ) આવશે નહિ, તે મારો શિષ્ય થઇ શકશે નહિ." આરામના કોઇ પણ વિચારને લીધે કે માનભંગ થવાની અથવા કષ્ટ વેઠવાની કોઇ પણ બીકને લીધે ઇસુની પાછળ જતાં અટકાવ થવો જોઈએ નહિ.

(૪) વળી બીજો દાખલો :—"તમારામાંનો જે કોઇ પોતાની સર્વ વસ્તુઓનો ત્યાગ કરતો નથી, તે મારો શિષ્ય થઇ શકતો નથી" (લુક ૧૪; ૩૩). એક જુવાન પુરૂષે ઇસુને પુછ્યું કે "હજી મારામાં શું અધુરૂં છે?" તેને ઇસુએ તેનું બધું ત્યાગી દેવાનું કહ્યું. ઇસુએ કહ્યું, "જા, અને તારૂં જે છે તે વેચી નાખ અને દરિદ્રીઓને આપી દે, એટલે આકાશમાં તને દ્રવ્ય મળશે; અને આવીને મારી પાછળ ચાલ" (માત્થી ૧૯; ૨૧). ઇસુનું આ વચન ખ્રીસ્તી મંડળીના ઇતિહાસમાં સંસારત્યાગનું પહેલું પગથીઉં હતું. ઇ. સ. ના ત્રીજા સૈકામાં મિસર દેશના એક જુવાન શ્રીમંત પુરુષે એક દિવસ દેવળમાં એ વચન વંચાતું સાંભળ્યું, અને અક્ષરશઃ તે વચન પ્રમાણે વર્તીને સૌથી પહેલો ખ્રીસ્તી ત્યાગી થયો, તે સંત એન્થોનીને નામે પ્રખ્યાત છે. ઇસુના આ હુકમનો અર્થ આપણે કેવો સમજવો? એમાં કંઇ મોટો અર્થ સમા-

એનો હોવો જોઇએ એમ દેખાય છે, છતાં જો ઉત્તમ ખ્રીસ્તીઓ હાલ તદન ભૂલ કરતા ન હોય તો એની મતલબ જેમ એન્થોની સમજ્યો હતો, તેવી હમેશાંજ સમજવાની નથી. અમારા સમજવા પ્રમાણે એનો અર્થ આ પ્રમાણે છે. પોતાની માનવી જીંદગીમાં પોતાની અને પોતાની માલમતાની વચ્ચે માયાની જે ગાંઠ બંધાઇ છે, તેને તોડી નાખવી જોઇએ. તેણે એમ સમજવું જોઇએ કે હું એ મિલ્કતનો માલીક છુંજ નહિ, હું તો તેનો માત્ર વહિવટદાર છું. તેણે એમ સમજવું જોઇએ કે તે બધું ઇશ્વરનું છે, અને તે પોતાની મરજી પ્રમાણે નહિ પણ પ્રભુની મરજી પ્રમાણે વાપરવાનું છે. હવે માલીક બદલાઇને વહિવટદાર થવું એ ફેરફાર જો ખરો અને સંપૂર્ણ હોય, તો જે બધું તેની પાસે છે, તેનો ખરેખરો ત્યાગ કીધેલો કહેવાય. જેમ કોઇ નિર્ધન પુરૂષને આ દુનિયાની આશાનો ત્યાગ કરવો જેટલું મુશ્કેલ લાગે છે, તેટલુંજ મુશ્કેલ શ્રીમંત માણુસને પોતાની માલમિલ્કતનો ત્યાગ કરવો લાગે છે.

આવા ત્યાગ વિષે વિચાર કરતાં તારણની તેમજ આકાશના રાજ્યમાં દાખલ થવાની શરતો કેટલી કઠણ છે, તે ઇસુનાં બીજાં ઘણાં વચનો પરથી સાબિત થઇ શકે છે. જે સત્ય વાત છે એટલે કે તેની પાછળ જવા પહેલાં આપણી વહાલામાં વહાલી વસ્તુઓનો ત્યાગ કરવો પડે છે, તે વાત માણસોના જાણવામાં આવે એવી રીતે ઇસુ માણસોની સાથે વર્ત્યો એમાં તેનું પવિત્ર જ્ઞાન જણાઇ આવે છે. એક માણસે તેની પાસે આવીને તેને કહ્યું કે, "પ્રભુ, જ્યાં કહીં તું જઇશ, ત્યાં હું તારી પાછળ આવીશ." ત્યારે ઇસુએ તેને ચેતાવીને કહ્યું કે મારી પાછળ આવવામાં તારે કશાની પણ આશા રાખવી નહિ—"લોંકડાંને દર હોય છે, ને આકાશનાં પક્ષીઓને માળા હોય છે; પણ માણસના દીકરાને માથું મુકવાનુ ઠામ નથી." અને તેણે બીજાને કહ્યું કે "મારી પાછળ આવ." પણ તેણે કહ્યું કે, "પ્રભુ, મને રજા આપ, કે હું પહેલાં જઇને મારા બાપને દાટું." કદાપિ તેમાં એવો અર્થ હોય કે મરણ સુધી પોતાના બાપને સાથે રાખવો; પણ ઇસુએ તેને કહ્યું કે "મુએલાઓને પોતાના મુએલાઓને દાટવા દે, પણ તું જઇને દેવના રાજ્ય[ની વાત] પ્રગટ કર." અને એક બીજાએ તેને કહ્યું કે, "પ્રભુ, હું તારી પાછળ

આશીશ, પણ પહેલવહેલાં જે મારે ઘેર છે, તેઓને છેલ્લી સલામ કરી આવવાની મને રજા આપ." પણ ઇસુએ તેને કહ્યું કે, "કોઇ માણસ હળ પર હાથ દીધા પછી પછવાડે જુએ (મતલબ કે આ જીંદગીની વસ્તુઓને વળગી રહે) તો તે દેવના રાજ્યને યોગ્ય નથી" (લુક ૯; ૫૭-૬૨). અને પેલા શ્રીમંત જુવાન પુરૂષ વિષે બોલતાં તેણે કહ્યું કે, "દોલતવાનને દેવના રાજ્યમાં પેસવા કરતાં સોયના નાકામાં થઇને ઊંટને જવું સહેલ છે" (માર્ક ૧૦; ૨૫).

જે ત્યાગ ઇસુ આપણને કરવાને કહે છે, તેના બદલામાં ઘણીજ ભારે અને મૂલ્યવાન વસ્તુઓ આપણને આપવા ઇસુએ ખાત્રી આપી છે. તે વસ્તુઓ એવી છે કે તેમની સરખામણીમાં આપણને થએલું નુકસાન અને આપણે વેઠેલો વિયોગ કશી વિસાતમાં નથી. તારણ અને અનંતજીવન એટલાં બધાં કીમતી છે કે તેઓને બદલે બીજી ગમે તેવી વસ્તુ પડતી મૂકી શકાય. વળી તે વિષે ઇસુ ભાર દઇ નીચે પ્રમાણે કહે છે કે, "હું તમને ખચિત કહું છું કે જે કોઇએ મારે લીધે તથા સુવાર્તાને લીધે ઘરને, કે ભાઇઓને, કે બહેનોને, કે માને, કે બાપને, કે છોકરાંને, કે ખેતરોને મુકી દીધાં; તે હમણાં આ કાળમાં સોગણાં ઘરોને તથા ભાઇઓને તથા બહેનોને તથા માઓને તથા છોકરાંને તથા ખેતરોને સતાવણી સુદ્ધાં, તથા આવતા કાળમાં અનંતજીવન, પામ્યા વગર રહેશે નહિ" (માર્ક ૧૦; ૨૯, ૩૦). ઇસુ, કે જેને દેવે મોકલ્યો તેના ઉપર વિશ્વાસ કરવો, જે વિશ્વાસ વિષે આપણો પ્રભુ કહે છે કે ખ્રીસ્તી આત્માનું તેજ મુખ્ય કામ છે (યોહા. ૬; ૨૯); એવો વિશ્વાસ કે જે વડે અદૃશ્ય વસ્તુઓ જોઇ શકાય છે, એવો વિશ્વાસ કે જેથી પ્રભુએ જે બધું આપણને આપવાને કહ્યું છે તે મળી ચુકયું હોય એવું માને છે. એવા વિશ્વાસથી માણસ તે મોટો અદલોબદલો કરવાને, અને જે નુકશાન વિષે ઇસુએ ઘણા દાખલા આપ્યા છે, તે વેઠીને પણ અનંતજીવનની બક્ષીસ સ્વીકારવાને શક્તિમાન થઈ શકે છે.

પણ એ વિષે ઇસુના એક વચન ઉપરથી કંઈક શીખવાનું મળે છે અને તે આપણે ભુલી જવું ન જોઇએ. "દોલતવાનને દેવના રાજ્યમાં પેસવા કરતાં સોયના નાકામાં થઇને ઊંટને જવું સહેલું છે," એ વિષેના

ઇસુના વચનના જવાબમાં તેના શિષ્યોએ આશ્ચર્ય તથા ગભરાટ સહિત કહ્યું, "તો કોણ તારણ પામી શકે?" (માર્ક ૧૦; ૨૬) મતલબ કે પૈસાદાર હોય કે દરિદ્રી હોય, કોણ તારણ પામવા યોગ્ય ગણાય? ઇસુએ કહ્યું "માણસોને તો એ અશકય છેજ." આકાશના રાજ્યમાં પેસતાં જે જે મુશ્કેલીઓ નડે છે, તે મુશ્કેલીઓ તેણે એવી મોટી કરી બતાવી કે તેઓને સહન કરવી તે માણસની શક્તિની બહાર છે, અને પોતાના શિષ્યોની શંકાનું નિરાકરણ તેણે આટલાજ શબ્દોથી કીધું કે "પણ...... દેવને સર્વ શકય છે" (માર્ક ૧૦; ૨૭).

આ શબ્દો ઉપરથી આપણને એવો ઉપદેશ મળે છે કે અનંતજીવન એ પ્રભુની બક્ષીસ છે, અને તે મનુષ્યોને તેઓની મહેનતથી મળી શકતું નથી, એટલુંજ નહિ પણ તે મેળવવામાં જે જે વસ્તુ નડતરરૂપ હોય તેનો ત્યાગ કરવાની, અને તે બક્ષીસ મેળવવાની શક્તિ માણસમાં આવે, તે માટે ઇશ્વરની સહાયની ખાસ જરૂર છે. આ ઉપરથી આપણને માલમ પડે છે કે તારણ, ગમે તો ઈશ્વરના સંબંધમાં યા માણસના સંબંધમાં, તો એક દૈવી ભેદ છે. તારણ ઈશ્વરની ભેટ છે, અને તે સ્વીકારવું તે મનુષ્યનું કામ છે, એવી રીતે તેના બે ભાગ પાડી શકાતા નથી; કેમકે દેવની સહાય વગર આપણે તે ભેટ મેળવી શકતા પણ નથી: તારણ, એ એક ભેદ કે મર્મ છે એ વાત ઇસુના શિક્ષણમાં છે, એટલુંજ નહિ પણ તેના શિષ્યોના અનુભવમાં પણ છે. પ્રભુના રાજ્યમાં પોતે પ્રવેશ પામ્યા છે એવી જેઓને ખાત્રી થઇ છે તેઓની સાક્ષી જો આપણે લઇએ તો આપણને માલમ પડશે કે, તેઓએ આકાશના રાજ્યમાં પેસવાને યત્ન કીધાં એમ છતાં તેઓ ખરેખરા કયારે દાખલ થવા પામ્યા કે જ્યારે તેઓ પોતાની છેક લાચારીની વખતે પ્રભુ પર અઢેલ્યા ત્યારે. પોતાના દૃઢ નિશ્ચયથી તેઓ આકાશના રાજ્યમાં પેસી શકયા એમ તો નહિ, પણ પ્રભુને શરણે જવાથીજ તેઓ દાખલ થઇ શકયા, અને તેજ વખતે તેઓને માલમ પડ્યું કે માણસોને જે અશકય છે, તે પ્રભુને શકય છે.

આકાશના રાજ્યમાં પ્રવેશ પામવાની બાબતમાં ઇસુનું એક બાપણ કે જે તેના બીજા ઉપદેશથી જુદું જણાય છે, તેના ઉપર વિચાર કરવા બાકી

છે. યોહાનની સુવાર્તાના ત્રીજા અધ્યાયમાં ઇસુનો ઉપદેશ એક બાબતમાં તેનાં બીજાં ભાષણોથી જુદો માલમ પડે છે કે તે સુવાર્તામાં માત્ર તે ઠેકાણે "દેવનું રાજ્ય" એવું નામ આપવામાં આવ્યું છે. પહેલી ત્રણે સુવાર્તામાં શા માટે એ નામ વારંવાર આવે છે, અને ચોથીમાં કેમ એકજ ઠેકાણે આવે છે, તે આપણે સમજી શકતા નથી, પણ આ ઉપદેશમાં જે વાત ખાસ ધ્યાન આપવા જેવી ગણવામાં આવી છે, તે ઇસુએ નીકોદેમસની આગળ જે વાત પ્રગટ કીધી હતી તે છે.—"જો કોઇ માણસ નવો જન્મ પામ્યો ન હોય તો તે દેવનું રાજ્ય જોઇ શકતો નથી." અને વળી તેણે કહ્યું કે, "જો કોઇ માણસ પાણીથી તથા આત્માથી જન્મ્યું ન હોય, તો તે દેવના રાજ્યમાં જઇ શકતું નથી" (યોહા. ૩ ; ૩, ૫). ચોથી સુવાર્તામાંના આ ઉપદેશ વિષે ઘણાઓએ વાંધો લીધો છે. તેઓ કહે છે કે તે ગૂઢાર્થવાળો અને અલૌકિક છે, અને પહેલી ત્રણ સુવાર્તામાં જે વધારે સ્પષ્ટ ઉપદેશ મળે છે તેની સાથે તે મળતો આવતો નથી. પણ જે વચનો આપણે શીખી ગયા તે ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે પ્રભુના મર્મનું પદ બીજી સુવાર્તાઓમાં જેટલું ઉંચું છે, તેના કરતાં વધારે ઉંચું યોહાનની સુવાર્તામાં નથી. તે સુવાર્તામાં બેશક ઇસુ નવા જન્મની આવશ્યકતા જણાવે છેજ. તે સ્પષ્ટ રીતે કહે છે કે પ્રભુના રાજ્યની બાબતો આત્મિક છે, અને આ દુનિયાની ઉમદા વસ્તુઓ—જેને માટે નીકોદેમસ અને બીજાઓ આશા રાખતા હતા—તેઓથી તે એટલી બધી જુદી છે કે તેમને ( આત્મિક વસ્તુઓ ) તેમના વાસ્તવિક સત્ય અને સૌંદર્યમાં જોવા માટે અને તેમના પર પ્રીતિ કરવા માટે મનુષ્યમાં તે વધારે ઉચ્ચ વસ્તુઓ જોવાની શક્તિ આવે ત્યાર પહેલાં તેના સ્વભાવમાં અને મનોવૃત્તિમાં દૈવી ફેરફાર થવાની જરૂર છે. જ્યાં સુધી માણસમાં પ્રભુના આત્માથી આવો ફેરફાર થયો નથી ત્યાં સુધી દેવના રાજ્યની વાતો કેવી ઉમદા છે તે કોઇ પણ માણસ સમજી શકે નહિ. આત્મિક વસ્તુઓ પ્રાપ્ત કરવા અને આ જીંદગીની વસ્તુઓનો ત્યાગ કરવા, એવા માણસમાં શક્તિ હોતી નથી. "જે દેહથી જન્મેલું તે દેહ છે," માત્ર "જે આત્માથી જન્મ્યું તે આત્મા છે" ( યોહા. ૩ ; ૬ ). તેજ પ્રભુના રાજ્યમાં દાખલ

થઇ શકે છે. તે એક માર્મિક બાબત છે એમ ખાસ પ્રગટ કરવામાં આવેલું છે, "વા જ્યાં ચાહે છે ત્યાં વાય છે, ને તું તેનો અવાજ સાંભળે છે, પણ તે ક્યાંથી આવે છે, ને ક્યાં જાય છે, એ તું નથી જાણતો; હરેક જે આત્માથી જન્મેલું તે તેવુંજ છે" (યોહા. ૩; ૮). પણ આ ભેદની વાતો બીજી સુવાર્તાઓમાં ઇસુના શિક્ષણથી જે આપણે શીખ્યા છીએ, તેની સાથે પૂર્ણ રીતે મળતી આવે છે. તે સુવાર્તાઓમાં પણ તારણ એ એક મર્મ છે એમ કહ્યું છે, અને તેનો ખુલાસો પરમેશ્વર પોતેજ છે. તેમાં પણ એમ કહ્યું છે કે મનુષ્ય આત્મિક જીવનમાં પ્રવેશ કરે છે તે ઇશ્વરની શકિત વડેજ છે. તે ઈશ્વરને આધીન થઇ ગયો છે, એવા હેતુથી કે ઇશ્વર તેનામાં સારૂંજ ઇચ્છવાની અને સારૂંજ કરવાની પ્રેરણા કરે.

પ્રભુના રાજ્યમાં દાખલ થવા વિષે અને તેની શરતો વિષે ઘણાં વચનો એકત્ર કરવા આપણે જે પ્રયાસ કીધા. તેમાં આપણને જે જે મળી આવ્યું તેનું હવે શરૂઆતથી પુનરાવર્તન કરી જઇએ. પહેલું કૃપા વડે મફત દાખલ થવાય છે. તારણ એ ઇશ્વરની એવી બક્ષીસ છે કે તે પાપીઓને પણ મળી શકે છે; હા, દાણીઓ અને કસબેણો પણ તે મેળવી શકે છે; તે ખાસ કરીને પાપીઓને માટે છે, અને તે મેળવવાને માત્ર વિશ્વાસની જરૂર છે. માટે સુવાર્તામાં ઇસુના શિક્ષણથી આપણે શીખીએ છીએ કે તારણ મેળવવા માટે આપણને ઇશ્વરની સહાયની ખાસ જરૂર છે જેમાં એક મોટો ભેદ રહેલો છે. આપણે માર્કની સુવાર્તામાં વાંચીએ છીએ કે "માણસોને એ અશકય છે, પણ દેવને નથી, કેમકે દેવને સર્વ શકય છે" (માર્ક ૧૦; ૨૭). આપણે યોહાનની સુવાર્તામાં વાંચીએ છીએ કે "જો કોઇ માણસ પાણીથી તથા આત્માથી જન્મ્યું ન હોય તો દેવના રાજ્યમાં તે દાખલ થઇ શકતું નથી" (યોહા. ૩; ૫). ઇસુ ઉપર વિશ્વાસ, જે તેને પ્રાપ્ત કરવાને અને તેને શરણ જવાને આપણામાં પ્રેરણા કરે છે, તે બાબત એટલી મોટી છે કે ઇશ્વરની સહાયતા વિના માણસ એકલામાં તેને પહોંચી વળવાની શક્તિ નથી.

હજી બીજી એ બાબત ધ્યાનમાં લેવા જોગ છે.

૧. આ શિક્ષણમાં જે મર્મ રહેલો છે તેને માટે વાંધા લેવાનું કંઇ કારણ નથી. મર્મ વગરના ધર્મને માટે વારંવાર જે માગણી કરવામાં આવે છે, તે તદ્દન ઉપલકીયા છે, અને મર્મ બિલકુલ ન રહે એવો ધર્મનો ખુલાસો કરવાને જે કોશિશ કરવામાં આવે છે, તે તદ્દન નિરર્થક છે. તારણ બાબતની સમજ એવી રીતે આપવામાં આવી હોય કે કંઇ પણ મર્મ વગર માણસથી સહેજમાંજ સમજાઇ જાય, તો તેવું તારણ માણસના વિશ્વાસ અને પૂજ્યભાવને યોગ્ય ગણાય નહિ. બધા માણસો અંદરખાનેથી જાણે છે કે તેઓમાં એક મોટો અને દૈવી ફેરફાર થવાની જરૂર છે, અને જેઓ ખ્રીસ્તના તારણના ભાગીઆ છે, તેઓ બધા એમ માને છે કે આ કૃપા જે તેઓને મળી છે, તે દેવ પાસેથી મળેલી છે. પાઉલ કહે છે કે "દેવ જેણે મને મારી માના પેટથી જુદો કીધો તથા પોતાની કૃપામાં મને બોલાવ્યો, તેને જ્યારે એ પસંદ પડયું કે પોતાનો દીકરો તે મારામાં પ્રગટ કરે" (ગલા. ૧; ૧૫, ૧૬). દેવના રાજ્યમાં તેઓ દાખલ થયા તેની એવીજ હકીકત હજી ખ્રીસ્તી લોકો આપે છે, અને કોઇ પણ આત્માને આકાશી રાજ્યમાં આણવાની દરેક બાબત માનપૂર્વક લક્ષમાં લેવા જોગ છે. કેમકે તેમાં પ્રભુનો હાથ છે.

૨. આપણા આત્માને તારણ મળે અને તે મેળવવા માટે દૈવી કૃપા જોઇએ છે તે ભેદ છે, અને એક ઠેકાણે ઇસુ કહે છે કે "બાપ જેણે મને મોકલ્યો છે, તેના ખેંચ્યા વિના કોઇ માણસ મારી પાસે આવી નથી શકતો" (યોહા. ૬; ૪૪); એમ છતાં ઇશ્વરની સહાય વિના કોઇને તારણ મળતું નથી તેને લીધે તારણ મેળવવું તે કોઇ પણ રીતે વધારે કઠણ છે, એમ ગણવાનું નથી. આપણે દેવ પર આધાર રાખવાનો છે, એથી તારણ મળવાની ખાતરી વિશેષ થાય છે. દેવના રાજ્યમાં પેસવામાં પ્રભુ પર આધાર રાખવો પડે છે તે તે રાજ્યમાં પેસવામાં અડચણરૂપ છે એમ નહિ; કારણ કે ઇશ્વર બાપ સંબંધી જે શિક્ષણ ઇસુએ આપ્યું હતું, તેમાં આ વાત તો પુરી રીતે ચોક્કસ છે કે માણસના તારણ માટે જે સહાયતાની જરૂર છે, તે ઇશ્વર આપ્યા વગર રહેશેજ નહિ.

---

## अध्याय ९.

૧. ધન્યતા વિષેનું સુવાર્તાનું મોટું વચન તે મોત પછીની જીંદગી અને અનંતજીવન સંબંધીનું છે.—આ જુના કરારના શિક્ષણથી જુદું છે. ૨. જે ધન્યતા વિષે વચન આપેલું છે, તે આત્મિક છે-આપણા પ્રભુના જમાનાના યહુદીઓ જે સાધારણ આશા રાખતા હતા તેથી તે જુદું છે. ૩. દેવના રાજ્યના હાલના આશીર્વાદો ; (*a*) ક્ષમા ; (*b*) જીવન, જેનો ઝરો અને આધાર ઈસુ છે—આ જીવનનો ભેદ—તેનો અર્થ અને કિંમત--આ બે આશીર્વાદોનું પરિણામ મોટું અને સદાકાળનું છે. (*c*) તેમાંથી નીપજતા બીજા આશીર્વાદો. ૪. આ પૃથ્વી પરની સારી બાબતો વિષેનું ઇસુનું શિક્ષણ. ૫. સદાકાળનું ઈનામ મળશે, તે વિષેના શિક્ષણ વિષેના બે વાંધા, અને તે વાંધાના ઉત્તર.

દયા ભરેલી વાણીથી અને મહાભારત કામો કરીને જે સેવા ઇસુએ બજાવી છે તે જેઓ તેના ઉપર વિશ્વાસ રાખે છે તેઓને આશીર્વાદરૂપ થઇ પડે છે. જે આશીર્વાદો આપવાનું તેણે આપણને વચન આપ્યું છે, તે આશીર્વાદો કયા કયા છે તે જાણવા અને તેમની ગણત્રી કરવા આ અધ્યાયમાં આપણે યત્ન કરીશું.

૧. પહેલું આપણે જોઇએ છીએ કે જે મોટી આશા વિષે ઇસુએ આપણને ખાતરી આપી છે, તે ભવિષ્યની જીંદગી અને ભવિષ્યની દુનિયાને લગતી છે. પહાડ પરના ભાષણમાં (માત્થી ૬ ; ૧) એમ કહેવામાં આવ્યું છે કે આકાશમાંના બાપથી જે મળવાનું છે, તે તો ખરા ન્યાયીપણાનો મોટો લાભ છે. ઢોંગીઓને માટે દિલગીરી ભરેલી વાત એ છે કે તેઓને તેઓનું ફળ મળી ચુકયું છે. મતલબ કે જે સઘળું ફળ તેઓ મેળવશે તે આ પૃથ્વી પરનુંજ છે, એટલે માણુસોથી વખાણ પામવાનું છે. ઉત્તમોત્તમ વાત કે જે દેવનું રાજ્ય છે તે પહેલું શોધવાનું છે. તે તેને 'સંતાડેલું ધન' અને મહા 'મૂલ્યવાન મોતી' કહે છે—તે મુખ્યત્વે કરીને આ જીંદગીને લગતી નહિ, પણ આવનાર જીંદગીને લગતી બાબત છે. ન્યાયને દિવસે જ્યારે માણુસોને મુએલામાંથી ઉઠાડવામાં આવશે, ત્યારે ન્યાયાધીશ ન્યાયીઓને કહેશે કે "જે રાજ્ય જગતનો પાયો નાખ્યા અગાઉ તમારે સારૂ તૈયાર કીધેલું છે તેનો વારસો લો" (માત્થી ૨૫ ; ૩૪);

વળી જુઓ માર્ક ૯; ૪૭, ૪૮. વળી આ સર્વોત્તમ સુખનું બીજું નામ "અનંતજીવન" છે, અને તે પહેલી ત્રણ સુવાર્તાઓમાં આવનાર જીંદગીને લગતું છે. "આવતા કાળમાં અનંતજીવન" (માર્ક ૧૦; ૩૦). ઇસુ કહે છે કે "પૃથ્વી પર પોતાને સારૂ દ્રવ્ય એકઠું ન કરો........પણ તમે પોતાને સારૂ આકાશમાં દ્રવ્ય એકઠું કરો" (માત્થી ૬: ૧૯, ૨૦). અને પોતાના શિષ્યોથી છુટા પડતી વખતે જે બાબતોની આશા આપીને તેમને દિલાસો દીધો, તેમાં પહેલી એ હતી કે "મારા બાપના ઘરમાં રહેવાનાં ઠેકાણાં ઘણાં છે, નહિ તો હું તમને કહેત, હું તો તમારે કાજે જગા તૈયાર કરવાને જાઉં છું" (યોહા. ૧૪; ૨).

જુના કરારના શિક્ષણમાં મોટે ભાગે ન્યાયીઓને સારાં ફળોની જે આશા આપવામાં આવી છે, તે આ દુનિયાને લગતી છે, તેનાથી આ ઘણી જુદી છે. ઇસુએ "મરણને નાબુદ કીધું, અને જીવનને અને અમરપણાને પ્રકાશમાં આણ્યાં," અને એ રીતે માણસની દૃષ્ટિમર્યાદાનો અને આશાનો અતિશય મોટો વિસ્તાર કરીને મરણ પછીની દુનિયામાં ન્યાયીઓને માટે પ્રભુની કૃપાનો મોટો અનુભવ થવાનો છે તે બતાવી આપ્યો. પ્રભુના લોકોને સુખસંપત્તિ જરૂર મળશે એ જે જુના કરારની વાત તેને બદલે ઇસુ પોતાના લોકોને એવી ચેતવણી આપે છે કે તમારે સતાવણી ભોગવવી પડશે, અને લોકો તમારો ધિક્કાર કરશે. વળી કેટલીક વાર તે તેમને એવું પણ કહે છે કે સતાવણીઓ, કે જે ઇસુ સાથેના સંબંધની નિશાનીઓ છે તેઓમાં આનંદ કરો. "જો તમે જગતના હોત તો જગત પોતાનાંના ઉપર પ્રેમ કરત; પરંતુ તમે જગતના નથી, પણ મેં તમને જગતમાંથી પસંદ કીધા છે, તે માટે જગત તમારો દ્વેષ કરે છે" (યોહા. ૧૫; ૧૯. વળી જુઓ યોહા. ૧૫; ૧૮ અને માત્થી ૧૦; ૨૫): "જગતમાં તમને સંકટ થાય છે" (યોહા. ૧૬; ૩૩). ઐહિક સુખ વિષે ઇસુની આ વાતથી લોર્ડ બેકનના વિપરીત જેવા વચનને કંઇક ટેકો મળે છે. લોર્ડ બેકન કહે છે કે "સંપત્તિ એ જુના કરારનો આશીર્વાદ છે, જ્યારે વિપત્તિ એ નવા કરારનો આશીર્વાદ છે."

૨. ત્યાર પછી આપણને માલમ પડે છે કે ઇસુના શિક્ષણ પ્રમાણે ભવિષ્યની જીંદગીનું સુખ તે તો આત્મિક સુખ છે. આ વાત એના

જમાનાના યહુદીઓના મતથી તદ્દન ઉલટી છે. આવનાર જીંદગી વિષે તેઓના બાપદાદાઓ જે માનતા, તેના કરતાં તેઓ તે વખતે ઘણું વધારે માનવા લાગ્યા હતા. અગાઉના વખતમાં જે માનવામાં આવતું હતું, તેના કરતાં તેઓ એટલા બધા આગળ વધ્યા હતા કે, ન્યાયીઓ પુનરૂત્થાન પામશે, અને ત્યાર પછી સુખી જીવન ગાળશે, એ વાત સાદુકીઓ સિવાય તેઓમાંના બીજા બધા માનતા હતા. પણ ન્યાયીઓને જે સુખ આપવામાં આવશે, તે તેઓના ધારવા પ્રમાણે ઐહિક સુખ હતું—એટલે આ જીંદગીની ઉત્તમ ઉત્તમ વસ્તુઓ તેઓને પુષ્કળ મળશે. તેઓના મત પ્રમાણે દેવના રાજ્યની પ્રાપ્તિ થએલી ત્યારે કહેવાય કે જ્યારે દ્રવ્યની રેલમછેલ હોય, અનાજ અને દ્રાક્ષરસ પુષ્કળ મળતાં હોય અને અસાધારણ સંસારી ભપકા અને સુખનો સમય આવે ત્યારે, અને તેમાં ભાગ લેવાને ન્યાયીઓને પાછા ઉઠાડવામાં આવશે. ઈસુના શિક્ષણ પ્રમાણે ભવિષ્યની જીંદગીનું સુખ આત્મિક છે. એક મોટા ખાણાની દૃષ્ટાંતરૂપ વાતમાં કહ્યા મુજબ (લુક ૧૪; ૧૫-૨૪) અને રાજાના છોકરાના લગ્નજમણની વાતમાં જણાવ્યા મુજબ (માત્થી ૨૨; ૧-૧૪) તે જીંદગીનો મોટો આનંદ મિજબાની કે જમણનો દાખલો આપીને વારંવાર દર્શાવે છે; અને તે મિજબાનીમાં ન નહોતરાવું અને અંધારામાં બહાર ફેંકી દેવાવું, એ વાતને મોટું ભવિષ્યનું દુ:ખ કહે છે. પણ તે તદ્દન ખુલ્લું છે કે જ્યારે તે મેજ પર બેસવા વિષે અને દેવના રાજ્યમાં ખાવાપીવા વિષે વાત કરે છે, ત્યારે તેની મતલબ એ છે કે આત્મિક આનંદનું અને આત્મિક સંગતનું સુખ. જેટલું સુખ પ્રભુના ઘરમાં પ્રભુ સાથે રહેવામાં પ્રભુનાં છોકરાંઓને મળે છે, તેટલું અને તેવું સુખ મનમાં જેઓ શુદ્ધ છે તેઓને ઈશ્વરને જોવામાં મળે છે (માત્થી ૫; ૮). જ્યારે ઇસુ પોતાના મરણ પહેલાં પોતાના શિષ્યો માટે પ્રાર્થના કરે છે, ત્યારે તેઓને માટે જે ભારે અને મોટી વાતની તે માગણી કરે છે, તે એ છે કે, "જ્યાં હું છું ત્યાં જેઓને તેં મને આપ્યાં છે, તેઓ પણ મારી પાસે હોય કે મારો મહિમા, જે તેં મને આપ્યો છે તે તેઓ જુએ." વળી "એ માટે કે, જે પ્રેમથી તેં મારા પર પ્રેમ કીધો છે, તે તેઓમાં રહે, ને હું તેઓમાં રહું"

(યોહા. ૧૭; ૨૪, ૨૬). આવા આત્મિક સુખનેજ ઇસુ આ દુનિયાની દોલત—"અન્યાયનું દ્રવ્ય"—ના મુકાબલામાં "સાચું દ્રવ્ય" કહે છે (લુક ૧૬; ૧૧). જેવી રીતે આ પૃથ્વી પરના દ્રવ્યનો કીડા તથા કાટ નાશ કરે છે તેવી રીતે તે ખરા દ્રવ્યનો કીડા કે કાટ નાશ કરી શકતા નથી.

આટલે સુધી આપણને માલમ પડે છે કે ઇસુનાં જે મોટાં વચનો છે તે ભવિષ્યની જીંદગીને લગતાં છે, અને તેઓ આત્મિકજ છે.

૩. ત્યારે શું આ જીંદગીને માટે કંઇ પણ સુખનાં વચનો ઇસુએ આપ્યાં નથી? શું એણે જે વચનો આપ્યાં છે, તે તમામ વચનો આવનાર જીંદગીને માટેજ છે? એના અનુયાયીઓ જ્યાં સુધી તેઓ આ દુનિયામાં છે, ત્યાં સુધી તેઓને માટે સતાવણીજ છે; જેના વિષે તેણે ચેતવણી આપી છે તે સિવાય તેમના વિષે બીજું કંઇ અગાઉથી કહ્યું નથી શું? આ હાલના વખતને માટે શું તે તેઓને કહેતો નથી કે "ઓ નાની ટોળી, ગભરાઇશ મા; કેમકે તમને રાજ્ય આપવાની તમારા બાપની મરજી છે;" અને એમ કહીને તે તેઓને આટલુંજ કહે છે કે આશા રાખો અને રાહ જુઓ? ના, એવું નથી; ઇસુ પોતાના અનુયાયીઓ વિષે એમ કહે છે કે આ દુનિયાનાં માણસો કરતાં તેઓ હાલ પણ વધારે સુખી છે. ઇસુ પોતે સંસારિક સુખ કરતાં આત્મિક સુખ વધુ પસંદ કરે છે ને એ ઉત્તમ સુખ તેના લોકોને જીંદગીમાં મળશે એવું તેનું કહેવું છે. "કોઇનું જીવન તેની મિલ્કતની પુષ્કળતામાં હોતું નથી," (લુક ૧૨; ૧૫), એ તેના વચનને પૂરી રીતે મળતું આવે છે. તેના અનુયાયીઓ ઘણાજ સુખી છે, કારણ કે આ જીંદગીમાં પણ આત્મિક સુખ મોટા પ્રમાણમાં ભોગવી શકાય. કારણ કે જો કે અહિં આપણે દેહધારી છીએ તો પણ આપણો આત્મિક અંશ ઘણે દરજ્જે વધારે અગત્યનો છે. આપણે ખરેખરા સુખી છીએ કે દુ:ખી છીએ, એનો આધાર અંત:કરણ ઉપર છે, અને દેવનું રાજ્ય તે અહિંજ એટલે આપણા અંત:કરણ અને આત્મામાં શરૂ થાય છે.

(a) આ જીંદગીમાં મળતા દેવના રાજ્યના આશીર્વાદોમાં પહેલો આશીર્વાદ તો પાપની માફી છે. ઇસુના શિક્ષણનો આ મુખ્ય ભાગ છે.

તેના એક દૃષ્ટાંતમાં પાપની માફીની સરખામણી તેણે દસ હજાર તાલંતનું લહેણું માફ કીધું તેની સાથે કીધી છે (માત્થી ૧૮ ; ૨૪). એક ઘણાજ ગંભીર સમયે તેણે પોતાના લોહી વિષે કહ્યુ કે "પાપોના નિવારણને માટે ઘણાને સારૂ તે વહેવડાવાય છે" (માત્થી ૨૬ ; ૨૮), અને જ્યારે તે મુએલાંઓમાંથી ઉઠયો, ત્યારે તેણે પ્રગટ કીધું કે ઈશ્વરનો ઇરાદો એવો છે, અને વળી શાસ્ત્ર તેની સાક્ષી આપે છે કે, "સઘળી પ્રજાઓને તેના નામમાં પસ્તાવો તથા પાપનિવારણ પ્રગટ કરાવાં જોઈએ" (લુક ૨૪ : ૪૭). વળી તેના શિક્ષણ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે પસ્તાવા પછી લાગલીજ માફી મળે છે. એ કૃપા એવી છે કે તે વડેજ દેવના રાજ્યમાં દાખલ થવાય છે. જે પાપીઓ ઇસુ પાસે આવતા, તેઓને વારંવાર એવો આનંદ ભરેલો અનુભવ થતો કે તેની સાથેની વાતચિતની પ્રથમ ઘડીએજ તેઓ એવું સાંભળતા કે "તારાં પાપ માફ થયાં છે ;" અથવા "તારા વિશ્વાસે તને બચાવી છે, શાંતિએ જા ;" "તેણીનાં પાપ જે ઘણાં છે તેઓની માફી થઇ છે" (માર્ક ૨ ; ૫. લુક ૭ ; ૪૭-૫૦). "તારાં પાપ માફ થયાં છે" એ વચન ઇસુ જ્યારે પૃથ્વી પર હતો ત્યારેજ માત્ર બોલતો હતો, એમ નથી. હમણાં પણ જ્યારે કોઇ માણસને પાપની એવી લાગણી થાય કે જે પ્રભુના પ્રત્યક્ષ દર્શન વખતે યશાયાહના અંતઃકરણમાં વિજળીના ચમકારા પેઠે થઇ હતી (યશા. ૬), અને ગીતકર્તાના અંતઃકરણમાં ઈશ્વરની નજરમાં મેં પાપ કીધું છે એ વિચાર આવતાં વારને થઇ હતી ; ત્યારે જો એવી લાગણીવાળો માણસ ખરા અંતઃકરણથી એવું માની ઇસુ પાસે આવે કે તારામાં માફી આપવાની સત્તા છે તો તે એજ જવાબ દે છે, અને એવી રીતે કે આત્માના અભ્યંતરમાં તે સંભળાય છે. જે અંતઃકરણ ઈસુને શોધે છે તેમાં રહેલું સત્ય ઇસુના સત્યને સામો જવાબ આપે છે. તેના આત્માની સત્તાથી કદાપિ તેના વચન અથવા સંસ્કાર વડે પશ્ચાત્તાપ કરનાર અંતઃકરણને ઉંડી ને શાંતિદાયક ખાતરી થાય છે કે મને મારાં પાપની માફી મળી ચુકી છે, અને ઇસુના કહેવા પ્રમાણે પાપનિવારણ માટે તેનું જે લોહી વહેવડાવવામાં આવ્યું, તે આ કૃપાની હમેશની મહોર અને ખાત્રી છે. દેવના રાજ્યમાં દાખલ થવાને આ આશીર્વાદ જે પ્રાપ્ત કરવામાં

આવે છે, તેના કરતાં વધારે મોટો બીજો કોઈ હોઇ શકે નહિ, કારણ કે તેને લીધે પોતા પર આવનાર દંડનું દુઃખ નિવારણ થઈ જાય છે; પ્રભુની શિક્ષાનો બધો બોજો આપણા માથા ઉપરથી ઉતરી જાય છે; પ્રભુ અને માણસના આત્માને જુદા કરનાર આડી ભીંત તોડી પાડવામાં આવે છે. જેમ કોઇ ખોવાઇ ગએલા છોકરાને સમાધાની પામેલા બાપ પાસે આણવામાં આવે છે, તેમ તે માણસને દેવ આગળ આણવામાં આવે છે, અને તારણ મળવાની શરૂઆતમાંજ તેની આખી જીંદગીમાં તેણે નહિ અનુભવ્યો હોય એવા મોટા આનંદનો અનુભવ તેને થાય છે.

ઇસુએ પોતાના શિષ્યોને જે પ્રાર્થના—રોજની પ્રાર્થનાના ધોરણ અને નમુના તરીકે—શિખવી, તેમાં તેઓને આ પ્રમાણે વિનંતી કરતાં શિખવ્યું કે "જેમ અમે અમારા ઋણીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારાં ઋણો અમને માફ કર" (માત્થી ૬; ૧૨). આ ઉપરથી એમ નહિ સમજવું કે પાપોની માફી પામેલો માણસ દરરોજ પાછો પ્રભુની શિક્ષાના ભયમાં આવી પડે છે. ઇસુએ કહ્યું, "જે નાહેલો છે"—મતલબ કે આખું શરીર ધોવાની માફક જેને મોટી માફી મળેલી છે,—"તેને પગ ધોવા વગર બીજાની અગત્ય નથી પણ તે પુરેપુરો શુદ્ધ છે" (યોહા. ૧૩; ૧૦). જે પહેલવહેલી મોટી માફી માણસને મળેલી છે, તે તો કાયમ રહે છે; તેથી જે શાંતિ મળે છે, તે અખંડિત હોવી જોઇએ, અને દરરોજની પ્રાર્થના "અમારાં ઋણ માફ કર" એ તો માત્ર માણસની પોતાની નબળાઇને લીધે ઇશ્વર બાપ પાસેથી જે માફી રોજની જરૂરની છે, તે માગવા અને મેળવવા માટે આપણને ઉત્તેજન આપે છે. દરરોજની આપણી સેવાભક્તિ સ્વીકારવામાં આવે તેની સાથે તેમાં થએલી ખામીઓની માફી મળવાની જરૂર છે, અને આવી કબુલાત અને પ્રાર્થનાથી આપણા મનમાં આ માફીની લાગણી તાજી ને તાજી રાખવામાં આવે છે.

(b) પ્રભુના રાજ્યનું બીજું મોટું સુખ જીવન છે. આ દૈવી બક્ષીસ વિષે ઇસુએ યોહાનની સુવાર્તામાં આપેલાં તેનાં ભાષણોમાં ઘણું કહ્યું છે. જેને આપણે સાધારણ રીતે જીંદગી કહીએ છીએ તેમાં જે

અર્થ સમાએલો છે તેજ એનો અર્થ નથી. ઇસુ પાસેથી જેઓને એ જીવન મળ્યું છે તેઓની સાથે સરખાવતાં આ પૃથ્વી પર કુદરતી જીંદગી ગુજારનારા તો મુએલા જેવા છે. વળી એવું જીવન જે માણસોને મળ્યું છે તે માણસો "મરણમાંથી નીકળીને જીવનમાં આવ્યા છે" એમ કહેવાય. યોહાનની સુવાર્તામાં આ નવી જીંદગીને "અનંતજીવન" એવું નામ આપેલું છે (યો. ૫ ; ૨૪). ઇસુ એવું પ્રગટ કરે છે કે એ જીવનને આપવાને માટે આ દુનિયામાં આવવાનો મારો ઉદ્દેશ છે.—"તેઓને જીવન મળે ને તે પુષ્કળ મળે માટે હું આવ્યો છું" (યોહા. ૧૦ ; ૧૦). ઇસુ કહે છે કે એનું મૂળ હું પોતેજ છું......"જીવન હું છું" (યોહા. ૧૪ ; ૬). જે કોઇ તેનું વચન સાંભળે છે અને તેના ઉપર વિશ્વાસ રાખે છે તેને તે બક્ષીસ મળે છે. "હું તમને ખચિત ખચિત કહું છું કે, જે મારાં વચન સાંભળે છે, ને મારા મોકલનાર પર વિશ્વાસ કરે છે તેને અનંતજીવન છે" (યોહા, ૬ : ૪૭). આ નવી જીંદગીની ઉત્પત્તિ નવા જન્મમાં રહેલી છે, અને એ વિષે યોહાનની સુવાર્તાના ત્રીજા અધ્યાયમાં કહેવામાં આવ્યું છે, અને જોકે આ નવી જીંદગી આત્મા (યોહા. ૩ ; ૫)ની મારફતે થાય છે, તો પણ તેનું મૂળ ઇસુ પોતે છે, કારણ કે તે પોતે લોકોને તે આપી શકે માટે પોતે બાપ પાસેથી મેળવ્યું. "જેમ બાપને પોતામાં જીવન છે, તેમ દીકરાને પણ પોતામાં જીવન રાખવાનું તેણે આપ્યું" (યોહા. ૫ ; ૨૬). "તેં સર્વ દેહધારીઓ પર તેને અધિકાર આપ્યો છે કે જે સર્વ તેં તેને આપ્યાં છે તેઓને તે અનંતજીવન આપે" (યોહા. ૧૭ ; ૨). ઇસુ આ જીંદગીનું મૂળ છે, એટલુંજ નહિ પણ તે આ જીંદગીનો નિભાવનાર છે. એ પ્રમાણે તે પોતાના આ વચનમાં કહે છે કે "જીવનની રોટલી હું છું" (યોહા. ૬ ; ૩૫), "જીવતી રોટલી જે આકાશમાંથી ઉતરી છે તે હું છું" (યોહા. ૬ ; ૫૧). દુનિયાના જીવનને માટે ખાસ કરીને પોતાના મરણદ્વારે તે પોતાનો ભોગ આપે છે, અને તેનું વચન છે કે "જે કોઈ મારૂં માંસ ખાય છે, ને મારૂં લોહી પીએ છે, તેને અનંતજીવન છે;......કેમકે મારૂં માંસ ખરેખરૂં ખાવાનું છે, ને મારૂં લોહી ખરેખરૂં પીવાનું છે" (યોહા. ૬ ; ૫૪, ૫૫).

"જીવન" બાબતના ઇસુના આ શિક્ષણમાં બેશક મોટો ભેદ રહેલો છે, પણ ખરી વાત એ છે કે આપણી સઘળી વિદ્યા વડે શોધ કરીએ તો પણ આપણી કુદરતી જીંદગી જે આપણને આ દુનિયામાં જન્મતાં મળી, તે ભેદનો કંઇ પણ પત્તો મળે નહિ, તેમ આ દૈવી જીવન જે આપવાને ઇસુ આકાશમાંથી આવ્યો તેનો મર્મ પણ આપણે જાણી શકીએ નહિ તેમાં આપણે આશ્ચર્ય પામવા જેવું કશું નથી, અને જે રોટલી આકાશમાંથી નીચે આવી તે ખાવા વિષે, એટલે પોતાનું માંસ ખાવા વિષે અને તેનું લોહી પીવા વિષે જે માર્મિક વાતો ઇસુ કહે છે, તે એકજ ભાષણમાંનાં જુદાં જુદાં વચનો સાથે સાથે મૂકવાથી આપણને માલમ પડે છે કે ઇસુની પાસે આવવું, અને તેના ઉપર વિશ્વાસ રાખવો, તેનું માંસ ખાવું અને તેનું લોહી પીવું, એ બધાં આત્મિક કામોનાં જુદાં જુદાં નામ છે, અને આપણા તારણને વાસ્તે તેની સાથેના સંબંધ દર્શાવવાને માટે છે, એ જો ધ્યાનમાં રાખીએ તો એ વાતો આપણને એટલી બધી અઘરી નહિ લાગે. આ પ્રમાણે જ્યારે આપણે એક ઠેકાણે "જો તમે માણસના દીકરાનું માંસ ન ખાઓ ને તેનું લોહી ન પીઓ, તો તમારામાં જીવન નથી" એમ વાંચીએ છીએ, તો બીજે ઠેકાણે એમ પણ વાંચીએ છીએ કે "મારા બાપની ઇચ્છા એ છે કે, હરેક જે દીકરાને જોઇને તેના પર વિશ્વાસ કરે છે તેને અનંતજીવન મળે" (યોહા. ૬ ; ૪૦). સંત ઓગસ્ટીને કહ્યું છે કે "વિશ્વાસ રાખ એટલે તેં ખાધું છે."

આકાશના રાજ્યની આ બક્ષીસનો અર્થ અને તેની કિમ્મત પ્રભુ ઇસુના એક દૃષ્ટાંત પરથી સમજી શકાય : ઉડાઉ દીકરાની વાત (લુક ૧૫) માણસનું પ્રભુ પાસે પાછું આવવું અને તેને માફી મળે છે તેનો ખરેખરો ચિતાર દર્શાવે છે. પણ તેના ઘેર આવ્યા પછી જો તે ઉડાઉ દીકરો પોતાના બાપ પર પ્રીતિ ન કરે એવો, બાપની સાથે રહેવામાં આનંદ ન માને એવો, અને પોતાના બાપના કામમાં તેને કંઇ પણ રસ ન પડે એવો થયો હોત ; અને દૂરના દેશમાં પડેલી ટેવોને લીધે જો તેના શોખ અને વૃત્તિઓ એટલી બધી અધમ થઇ ગઈ હોત કે તેના બાપના ઘરનાં રીતરિવાજો માટે તે તદ્દન બેદરકાર રહે એવો થયો હોત, તો તેને જોકે માફી મળી હોય અને તેને દીકરાનો હક ફરી મળ્યો હોય, તેમ છતાં તે

સુખશાંતિ વગરનો, કંગાલ અને બાપ સાથે રહેવામાં જે મનોબળ જોઈએ તે વગરનો થાત, એ તદ્દન ખુલ્લું છે. જો કોઇ માણસને પ્રભુ તરફ ભાવ ન હોય અને પ્રભુની ઇચ્છા પ્રમાણે વર્તવાને મનોબળ ન હોય, તો જોકે તેને આકાશના રાજ્યનો પહેલો આશીર્વાદ એટલે પાપની માફી મળી હોય, અને તેને બાપ પાસે આણવામાં આવ્યો હોય; તો પણ તેની પણ એવીજ દશા થશે. તે પણ સુખશાંતિ વગરનો થશે, પ્રભુ પર અને પ્રભુને જે ગમતું હોય તે પર પ્રીતિ કરવાના સ્વભાવની સાથે પ્રભુના ખરા પુત્રનું અંતઃકરણ તેને મળ્યું ન હોય, તો ઇશ્વર સાથેનો તેનો પુનર્મિલાપ નિષ્ફળ થશે. હવે આ દૈવી અનંતજીવનનું ખરૂં મૂળ ઇસુ પોતેજ છે, અને જેઓ તેના ઉપર વિશ્વાસ રાખે છે, અને તેની સાથે રહેવા કોશિશ કરે છે તેઓને તે વધારે પુષ્કળતાથી આપે છે. તે બક્ષીસ જેને મળે છે તે ખરૂં જોતાં દેવના રાજ્યમાં રહે છે, ત્યાં તે પોતાના ઘરમાં હોય એવો અનુભવ તેને થાય છે, અને પ્રભુનાં છોકરાંને ઘટે તેવો પ્રભુ પ્રત્યે પ્રેમભાવ હોય છે, પ્રભુના મહિમાને માટે તે ઉત્સાહી હોય છે, અને તેની સેવામાં તે બળ પામે છે. જ્યારે આપણે આપણા માનવસ્વભાવની ચંચળતા વિષે અને પાપને વશ થવાથી આપણી ઇચ્છા કેટલી બધી નબળી પડી ગઈ છે તે વિષે વિચાર કરીએ, ત્યારે આત્મિક જીવનની આ દૈવી બક્ષીસને આપણે ઘણીજ કીમતી ગણીશું.

આકાશના રાજ્યનાં આ બન્ને દાન, એટલે પાપની ક્ષમા, અને અનંતજીવન, જ્યારે માણસને અપાય છે ત્યારે તેમાં એટલી બધી બાબતોનો સમાવેશ થઇ જાય છે કે તે જીવન વધારે ને વધારે આપવામાં આવે તે સિવાય તેમાં બીજો ભાગ્યેજ ઉમેરો થઇ શકે. કારણ કે પાપની માફી મળ્યાથી આપણું ઇશ્વર સાથે સમાધાન થાય છે, અને તે આપણો બાપ થાય છે, અને દૈવી જીવનનું દાન મળ્યાથી ઇશ્વરનાં છોકરાંનું જેવું મન હોય તેવું આપણું મન અને તેવી આપણી લાગણીઓ થાય છે. તેથી ઘણે ભાગે ઇશ્વર સાથે આપણું ઐક્ય થાય છે, અને એ એકતામાંજ આપણી હૈયાતિમાં સાચું અને શ્રેષ્ઠ સુખ સમાએલું છે. આ સુખનો અનુભવ હમણાંથી (આ પૃથ્વી પરની જીંદગીમાં) થવા માંડે તો "જીવન ઉપર કહ્યા મુજબ તેની ઉત્પત્તિમાં અને ગુણમાં "અનંત" છે, એટલુંજ

નહિ પણુ તેનો ભોગવટો પણુ અનંતકાળ સુધીનો છે. તેનું ઉત્પત્તિસ્થાન દૈવી હોવાથી અને આ પૃથ્વી પરના જીવન કરતાં તેના ગુણુ અલૈકિક હોવાથી દેહના મરણુથી તેનો નાશ થતો નથી. જે માણુસને એ જીવન મળે છે "તે કદી મોત દેખશે નહિ" (યોહા. ૮; ૫૧). અનંતજીવનના વચનની હદ નીચેના વચનમાં છે, "અને છેલ્લે દહાડે હું તેને પાછો ઉઠાડીશ" (યોહા. ૬; ૪૦, ૪૪, ૫૪). એ ઉપરાંત આપણી પાસે ઇસુનું આ એક મોટું વચન પણુ છે, "પુનરૂત્થાન તથા જીવન હું છું, જે મારા પર વિશ્વાસ કરે છે, તે જોકે મરી જાય તો પણુ તે જીવતો થશે, ને જે કોઇ જીવતાંજીવત મારા પર વિશ્વાસ કરે છે, તે કદી નહિજ મરશે" (યોહા. ૧૧; ૨૫).

(૯) આ હાલની જીંદગીને માટે બીજાં મોટાં કૃપાદાન કે જે વિષે ઇસુએ વચન આપ્યું છે, તે સુવાર્તા વાંચતાં આપણુને મળી આવશે. તેઓમાંનાં માત્ર થોડાં વિષેજ ટંકામાં વિવેચન કરવું જરૂરનું છે, કારણુ કે બધાનો આ બે દાનોમાં (એટલે પાપની માફી અને જીવનમાં) સમાવેશ થઇ ગએલો છે. પ્રભુ સાથે મિલાપ થવાથી, પ્રભુનાં છોકરાં થવાથી અથવા દૈવી જીવનમાં આપણુને ભાગ મળવાથી આપણે તેના થયા, એટલે તે દાનો આપણુને મળવાનાંજ.

બાપ તરીકે તે આપણી સંભાળ કરે છે, તે એક મોટો આશીર્વાદ છે, અને તે આશીર્વાદ ઇસુ આગ્રહથી પોતાના શિષ્યોને માટે માગે છે, કારણુ કે શત્રુઓ મધ્યે આ દુનિયામાં તેઓ એકલા પડેલા છે—"ઓ પવિત્ર બાપ, તારૂં નામ જે તેં મને આપ્યું છે, તેમાં તેઓને સંભાળી રાખ;...તું તેઓને જગતમાંથી લઇ લે એવી વિનંતી હું નથી કરતો, પણુ એવી કે ભુંડાથી તું તેઓને બચાવે" (યોહા. ૧૭; ૧૧, ૧૫).

વળી શિષ્યોને પવિત્ર કરવાનું બાપનું કામ, અથવા તો વધારે સ્પષ્ટ રીતે કહીએ તો દુનિયામાં ઇસુને માટે કામ કરવાને તેઓને અભિષિક્ત કરવાનું કામ, કે જેથી કરીને પોતાની ઇચ્છાઓ પૂરી કરવાનું છોડી દઇ તેઓ તેજ કાર્યમાં મંડ્યા રહે, "સત્યથી તેઓને પવિત્ર કર; તારૂં વચન સત્ય છે. જેમ તેં મને જગતમાં મોકલ્યો છે, તેમ મેં પણુ

તેઓને જગતમાં મોકલ્યા છે, અને તેઓ પોતે પણ સત્યથી પવિત્ર થાય, માટે તેઓને સારૂ હું પોતાને પવિત્ર કરૂં છું." (યોહા. ૧૭; ૧૭, ૧૯).

બાપની શિક્ષા (સુધારા માટેની) ઇસુનાં વચનની મારફતે આવે છે. જ્યારે વધારે શિક્ષાની જરૂર હોય ત્યારે તે આપણને દુ:ખનો અનુભવ કરાવે છે, અને આપણી દૈહિક ઇચ્છાઓને રોકી રાખે છે. "મારો બાપ માળી છે......મારામાંની હરેક ડાળી જેને ફળ આવે છે તેને વધારે ફળ આવવા માટે તેને શુદ્ધ કરે છે" (યોહા. ૧૫; ૧૨).

ઇસુની ઘેટાંપાળક તરીકેની સંભાળ—ઇસુ જે પોતાના ટોળાને ઘણીજ સારી રીતે ઓળખે છે, તે દરેકનો દોરનાર છે. તેમાંના કોઇનો તે નાશ થવા દેશે નહિ. "તે પોતાનાં ઘેટાંને નામ લઇને બોલાવે છે ને તેઓને બહાર દોરી જાય છે...મારાં ઘેટાં મારો સાદ સાંભળે છે; અને હું તેઓને ઓળખું છું ને તેઓ મારી પાછળ આવે છે: અને હું તેઓને અનંતજીવન આપું છું, ને તેઓનો નાશ કદી નહિજ થશે, ને મારા હાથમાંથી તેઓને કોઇ છીનવી નહિજ લેશે" (યોહા. ૧૦; ૩, ૨૭, ૨૮).

બાપ અને દીકરા સાથેની સંગતનું વચન નીચેના વાકયમાં આપેલું છે, "જો કોઇ મારા પર પ્રેમ કરતો હશે તો તે મારી વાતો પાળશે; ને મારો બાપ તેનાપર પ્રેમ કરશે; ને અમે તેની પાસે આવીને તેની સાથે રહીશું" (યોહ. ૧૪; ૨૩).

વળી વિશ્વાસીઓની પરસ્પરની સંગત થાય તેને વાસ્તે ઇસુ પ્રાર્થના કરે છે કે "તેઓ બધા એક થાય" (યોહ. ૧૭; ૨૧).

ઇસુને નામે જે પ્રાર્થના કરવામાં આવે છે તે બધી સ્વીકારવામાં આવે છે, મતલબ કે તે વિશ્વાસથી કરવામાં આવી હોય, અને વળી જે પવિત્ર આત્મા તે મોકલે છે તેની પ્રેરણાથી કીધી હોય તો,—"મેં તમને પસંદ કીધેલા છે......એ માટે કે તમે મારે નામે જે કંઇ બાપની પાસે માગો તે તમને તે આપે" (યોહ. ૧૫; ૧૬). વળી જુઓ ૧૪; ૧૩, ૧૪: ૧૬; ૨૩-૨૬. માર્ક ૧૧; ૨૪).

માણસની સેવામાં ઇસુની માફક રોકાવાથી જે આશીર્વાદ મળે છે તે—"હું જે કામો કરૂં છું, તેજ મારા પર વિશ્વાસ કરનાર પણ કરશે, ને એ કરતાં પણ મોટાં કરશે ; કેમકે હું બાપની પાસે જાઉં છું" (યોહ. ૧૪ ; ૧૨ ). તેણે પોતે કહ્યું કે "પામવા કરતાં આપવામાં વધારે ધન્યતા છે" (પ્રે. કૃ. ૨૦ ; ૩૫ ).

વળી બીજા મોટા આશીર્વાદો કે જે દૈવી જીવન પામવાથી અને તેનો ઉપભોગ કર્યાથી મળે છે તે સ્વતંત્રતા, વિસામો, શાંતિ અને અંતઃકરણની અભિલાષાઓની પુરેપુરી તૃપ્તિ છે. જીવન અને અજવાળું નિકટ સંબંધથી જોડાએલાં છે. જગતને જ્યારે પરમેશ્વરે ઉત્પન્ન કર્યું ત્યારે તેમજ હતું. યોહાન કહે છે કે, "તે જીવન માણસોનું અજવાળું હતું" (૧ ; ૪ ). તેથી દૈવી જીવન જે આપવા સારૂ ઇસુ આકાશમાંથી આવ્યો, તેમાંથી આત્મિક પ્રકાશ ઉત્પન્ન થાય છે. તે જીવન જેને મળે છે તેને નૈતિક અને આત્મિક પ્રકાશ પણ મળે છે ; અને તેની આત્મિક જીંદગી જેમ જેમ વધતી જાય, તેમ તેમ તે વધતી જાય છે. જેને ઇસુ "સત્ય" કહે છે અને જે વિષે તે કહે છે કે "તમે સત્ય જાણશો ને સત્ય તમને છુટા કરશે" (યોહ. ૮ ; ૩૨ ) તેની સાથે આ પ્રકાશ મળતો આવે છે. પાપ પોતાનું રાજ્ય ઠગાઇથી અને મોહ પમાડીને ટકાવી રાખે છે. જ્યારે સત્ય પ્રગટ થાય છે ત્યારે તેની સાંકળો તૂટી જાય છે. એ ઉપરથી ઇસુના જે અનુયાયીઓને "જીવનનું અજવાળું" મળે છે (યોહ. ૮ ; ૧૨ ) તેમને સ્વતંત્રતા પણ મળે છે. વળી જે જીવન ઇસુ આપે છે તે દૈવી છે તેથી, અને ઇશ્વરના જેવીજ આપણી ઇચ્છા અને લાગણી થવાથી પિતાની આજ્ઞા પાળવાની જે ઝુંસરી ઇસુ આપણને લેવાનું કહે છે તે તેના કહેવા મુજબ સહેલાઇથી ઉચકી શકાય તેવી ઝુંસરી થાય છે (માત્થી ૧૧ ; ૨૯, ૩૦ ). જ્યારે આપણે જાણીએ છીએ કે જીંદગીના બધા બોજા આપણા આકાશ-માંના બાપની ઇચ્છાથી આપણા ઉપર મૂકાય છે, ત્યારે તે આપણને હલકા લાગે છે. આપણે માટે સર્વ વાનાં સારાંજ થશે એ વાતની ખાતરી આપણને થાય છે, અને તેથી ઇસુનાં આ મોટાં વચનો ફળિ-ભુત થાય છે. "ઓ વૈતરૂં કરનારાઓ તથા ભારથી લદાએલાઓ, તમે

સઘળા મારી પાસે આવો ને હું તમને વિસામો આપીશ" (માત્થી ૧૧ ; ૨૮); "હું તમને શાંતિ આપી જાઉં છું, મારી શાંતિ હું તમને આપું છું"( યોહા. ૧૪ ; ૨૭). એવીજ રીતે ઇશ્વરનાં ખરાં છોકરાંને ઇસુની પ્રીતિમાં અને તેની સેવામાં પૂર્ણ સંતોષ મળે છે, અને દૈવી જીવનનું દાન મળ્યાથી એવો અનુભવ થાય છે કે "જે મારી પાસે આવે છે તેને ભૂખ નહિજ લાગશે" (યોહા. ૬ ; ૩૫), અને "જો કોઇ તરસ્યો હોય, તો તે મારી પાસે આવીને પીએ" ( યોહા. ૭ ; ૩૭).

૪. ઇસુએ જે આશીર્વાદ સંબંધીનાં વચન આપ્યાં છે તે આપણે જોઇ ગયા છીએ, પણ આ દુનિયાની સારી સારી વસ્તુઓ વિષે હજી આપણે કંઇ પણ કહ્યું નથી. ત્યારે શું આપણો પ્રભુ એ વસ્તુઓ વિષે કંઇ પણ વચન આપતો નથી? અથવા તેને નઠારી ગણીને તિરસ્કારી કાઢે છે, કે જેથી કરીને તેઓનો ત્યાગ કરવામાં અને ત્યાગીના જેવી જીંદગી ગુજારવામાં અને બને તેટલું દેહકષ્ટ કરવામાંજ આપણું શ્રેય રહેલું છે? એના ઉત્તરમાં અમે કહીએ છીએ કે પ્રભુ ઇસુ આ દુનિયાની સારી સારી વસ્તુઓને તિરસ્કારી કાઢતો નથી. આકાશમાંથી સૂર્યનો પ્રકાશ અને વરસાદ આવે છે, તેને પણ તે ઇશ્વરનાં દાન ગણે છે ( માત્થી ૫ : ૪૫ ). તે કહે છે કે અન્નવસ્ત્ર આપણો આકાશમાંનો બાપ આપે છે. તે જાણે છે કે એ વસ્તુઓની આપણને અગત્ય છે ( માત્થી ૬ ; ૨૬, ૩૨ ). તે પોતાના શિષ્યોને ફરમાવે છે કે તમે આ પ્રમાણે પ્રાર્થના કરો—"આજ અમને અમારી રોજની રોટલી આપ," અને આપણી દુનિયાની જીંદગી વિષે ઇશ્વર કાળજી રાખે છે, તે વિષે આપણને ખાતરી આપવામાં આવેલ છે. તે એટલે સુધી આપણી કાળજી રાખે છે કે આપણા માથાના નીમાળાની પણ ગણત્રી કરેલી છે. પણ આ દુનિયાનાં દાનોની કિમ્મત આત્મિક દાનો જેટલી તેણે કદી ગણેલી નથી. તેઓ વિષે એટલું બધું ખાત્રી પૂર્વક વચન આપી શકાય નહિ, કારણકે આપણને આત્મિક વસ્તુઓ વધારે મળે માટે દૈહિક વસ્તુઓ આપણાથી પાછી પણ રાખવામાં આવે એ બનવા જોગ છે. "વિશ્વાસ રાખનારાઓની સંઘાતે આ ચમત્કારો થશે......તેઓ સર્પોને ઉઠાવી લેશે, ને જો તેઓ કંઇ ઘાતક (ઝેરી) વસ્તુઓ પીએ, તો તેઓને કંઇ ઇજા થશે નહિ" (માર્ક ૧૬

૧૭, ૧૮), એ વચનમાં પણ જે નુકસાન નહિ થવા સંબંધીની ખાત્રી આપવામાં આવી છે, તે શારીરિક નુકસાન હોય કે ન હોય. જો આત્મિક નુકસાનથી તેઓનું રક્ષણ કરવામાં આવે તો વચન પાળ્યું કહેવાય. અન્નવસ્ત્રની બાબતમાં જે વચન આપવામાં આવેલું છે, એટલે કે "તમે પહેલાં દેવના રાજને શોધો...... ને એ બધાં વાનાં પણ તમને અપાશે" (માત્થી ૬ ; ૩૩) તે વાસ્તવિક રીતે જોતાં સોવસા ફળિભૂત થાય છે, પણ ઇસુની સાથે વિશ્વાસુપણાથી વર્તવાના બદલા તરીકે આ સંસારનું દ્રવ્ય આપવાનું વચન કોઇ પણ ઠેકાણે આપ્યું નથી. વાત તો ખરી છે કે ખ્રીસ્તી પ્રમાણિકપણાને લીધે ઘણી વાર માણસને ઉંચી પાયરી અને દોલત મળે છે, અને આ પ્રમાણે મેળવેલી ઉંચી પાયરી અને દોલત ઇશ્વરનાં દાન તરીકે સ્વીકારવી જોઇએ; પણ વિશ્વાસુપણે વર્તવાથી ઘણી વાર ખોટ પણ જાય છે. તેવા વિશ્વાસનો મોટો પુરાવો દરિદ્રતા હોઇ શકે, ને પૈસો તો નહિ. એ બાબત વિષે ઇસુનું વચન—"હું તમને ખચિત કહું છું કે જે કોઇએ ઘરને કે ભાઇઓને કે બહેનોને કે માને કે બાપને (કે વહુને લુક ૧૮ ; ૨૯), અથવા છોકરાંને કે ખેતરોને મારે લીધે ને સુવાર્તાને લીધે મૂક્યાં ; તે આ કાળમાં સોગણાં ઘરોને તથા ભાઇઓને તથા બહેનોને તથા માઓને તથા છોકરાંને તથા ખેતરોને સતાવણી સુદ્ધાં......પામ્યા વગર રહેશે નહિ" (માર્ક ૧૦ : ૨૯, ૩૦). જોકે ઉપલું વચન સાદું દેખાય છે, તેમ છતાં તેને જરા ચોકસાઇથી વાંચવું જોઇએ, કારણકે ઇસુના કહેવાની મતલબ બહારથી દેખાય છે તેવી હમેશાં ઉપલકીઆ નથી હોતી, પણ ઘણેખરે ઠેકાણે તે માર્મિક હોય છે, એ યાદ રાખવું જોઇએ. ખરેખર આ વચનથી એટલું તો સમજાય છે કે જેઓ આ દુનિયાને માટેજ જીવે છે તેઓનું જીવન જેટલું સુખી હોઇ શકે તેના કરતાં ઘણું વધારે સુખી જીવન, હાલના વખતમાં તેના અનુયાયી થવાથી આપણને મળે છે, અને બીજું એ કે ઇસુની ખાતર જે જે નુકસાન થાય તેનો બદલો આ દુનિયામાં પણ આપણને ઉમદા રીતે મળે છે. પણ તે વચન તેના શબ્દાર્થ પ્રમાણે આપણને ફળિભૂત થાય, એવી આશા આપણે રાખવી નહિ. એક કરતાં વધારે સ્ત્રી પરણવાની

બાબતના બચાવમાં મોર્મન (Mormon) નામના પાખંડી મત માનનારા એવી દલીલ ઉભી કરે છે કે ઇસુએ આ ઠેકાણે ( તેમજ લુકની સુવાર્તામાં પણ ) એવું વચન આપ્યું છે કે જેઓ સુવાર્તાને માટે સ્ત્રીછોકરાંનો ત્યાગ કરે, તેઓને "ઘણાં વધારે" મળશે—એ વાતને આપણે ધર્મસિદ્ધાંતની વિરૂદ્ધ અને તિરસ્કારપાત્ર ગણીએ છીએ; અને જો બાપો, માઓ અને સ્ત્રીઓ વિષે આપણે તેનો અક્ષરાર્થ લેતા નથી, તો ઘર અને જમીનની બાબતમાં અક્ષરાર્થ લેવાની શી જરૂર છે? પણ એ વચન વિશ્વાસની નજરે જોતાં પાળવામાંઆવે છે. ડૉકટર આર્નોલ્ડની બ્હેન જે ઘણા વખત સુધી ખાટલાવશ થઇ હતી, તેના વિષે તે એમ કહેતો કે તેની નિઃસ્વાર્થ બુદ્ધિ વડે સૃષ્ટિનું સૌંદર્ય અને આ જીવનનો આનંદ તે એવી રીતે ભોગવતી હતી કે પૃથ્વીનો વારસો જેટલો તેણીને મળ્યો હતો, તેટલો બીજા કોઇને મળ્યો હોય એમ તેને લાગતું નહોતું. ખ્રીસ્તને ખાતર ખોએલી જમીનનો બદલો આ સમયમાં કેવી રીતે સોગણો મળે છે, તેનો શું એ આભાસ નથી? રૂફસની મા તે પોતાની પણ મા હતી એવું પાઉલ જ્યારે કહે છે (રૂમી. ૧૬ ; ૧૩) ત્યારે જેઓએ ખ્રીસ્ત પરના પોતાના વિશ્વાસને લીધે મિત્રોને ખોયા છે, અથવા જેઓ સગાંથી વિખુટા પડેલા છે, તેઓને ખ્રીસ્તી ભાઇઓના આવકારમાં અને ખ્રીસ્તીઓ સાથેની મિત્રતાના સુખમાં તેઓએ વેઠેલાં સઘળાં નુકસાન ઉપરાંત તેઓની જીંદગી વધારે સંપત્તિમાન બનેલી છે, તેનો આભાસ નથી દેખાતો શું? અને જ્યારે તેજ પ્રેરિત તમામ ખ્રીસ્તી મંડળીઓમાં જે બધાંને તે ઓળખતો હતો તેઓને વિષે એમ વિચાર કરતો હતો કે વિશ્વાસમાં તેઓ મારાં છોકરાં છે, ત્યારે હાલના વખતમાં સોગણાં છોકરાં વિષે ઇસુનું આ વચન શું ફળિભૂત થયું ન કહેવાય? "મારા આકાશમાંના બાપની ઇચ્છા પ્રમાણે જે કોઇ કરે છે તેજ મારો ભાઇ, બ્હેન તથા મા છે" (માત્થી ૧૨ ; ૫૦). જે કોઇ તદ્દન એકલો પુરૂષ અથવા એકલી સ્ત્રી ઇસુના આ વચનનો અર્થ સમજીને તેનો લાભ લે છે તેઓ એકલાં રહેતાં નથી. ઇસુનું શિક્ષણ પાઉલની વૃદ્ધાવસ્થાના અને તેના પાકા અનુભવના આ શબ્દોનું પૂરી રીતે સમર્થન કરે છે, તે એ કે "સુભક્તિ સઘળાંને સારૂ ઉપયોગી છે, તેને હમણાંના તથા આવતા કાળના પણ જીવનનું વચન છે" (૧ તીમ. ૪; ૮).

પણ જે જીંદગી હમણાંની છે તે માત્ર આ દુનિયાના લાભ, અથવા મહિમા, અથવા આનંદ મેળવવા માટે છે એમ સમજવું જોઇએ નહિ, અને આ કાળમાં જે માણસોમાં ખરેખરૂં જીવન (૧ તી. ૬ ; ૧૦) હોય છે, અને આ દુનિયાની મિલ્કત થોડી હોય છે, અને તેમાં પણ તેઓ આસક્તિ રાખતા નથી, તેવાં પુરૂષો ને સ્ત્રીઓ ઘણે ભાગે ઘણાં સુખી હોય છે.

૫. આ પ્રકરણની શરૂઆતમાં ઇસુએ સુવાર્તામાં આપણને આપેલી મોટી આશા અને તેનાં વચન ભવિષ્યની જીંદગીને માટે છે, તે કારણથી આપણા જમાનામાં કેટલાક એ વિષે વાંધો લે છે. સુવાર્તાના ઉપદેશકો વિષે તિરસ્કારથી કહેવામાં આવે છે કે તેઓ હાલની જીંદગી, કે જેના વિષે એમ કહેવામાં આવ્યું છે કે માત્ર એજ જીંદગીની આપણને ખાત્રી છે, તેમાં જ્યારે તેઓએ પોતાના જાતિભાઇઓનું કઇ દેહિક કલ્યાણ શોધવું જોઇએ ત્યારે તેઓ આકાશ વિષેજ બોધ આપે છે. એક ફ્રેન્ચ ગ્રંથકારના શબ્દોમાં આપણે તેઓને ઉત્તર આપી શકીએ કે "ખ્રીસ્તની સુવાર્તા કેટલી બધી આશ્ચર્યકારક છે કે જે અદૃશ્ય અને અનંત-જીવનને માટે આપણને તૈયાર કરે છે, અને વળી આ જીવનમાં પણ આપણને આટલું બધું સુખ આપે છે." ખ્રીસ્તી ધર્મથી મનુષ્યનાં જે કલ્યાણ અને ઉન્નતિ થયાં છે, તે બીજા કશાથી થયાં નથી. જો માત્ર આ જીંદગીમાંજ આપણને આશા હોત, અને મરણ પછી માણસનું કઇ થતું નથી, એ જે વિચાર ગ્રીક તથા રૂમીઓમાં જડ ઘાલી બેઠો હતો, તે તરફ જો આપણને પાછા હઠવાનું હોત તો આપણને કેટલું નુકસાન થાત! જે "દેવી શબ્દ" ને માટે સોક્રેટિસનો મિત્ર આપણને ભવિષ્યની જીંદગીની ખાત્રી આપવા સારૂ આવશે એવી આશા રાખતો હતો, તે "દેવી શબ્દ" ઇસુ આવ્યો ત્યારથી આ જીંદગીની દિલગીરી અને વિયોગોમાં સ્વર્ગના વિચાર અને આશાથી જે દિલાસો મળેલો છે, તે જો ન મળ્યો હોત તો તેની ખોટ કોણ પુરી કરી શકે? "મારા બાપના ઘરમાં રહેવાનાં ઠેકાણાં ઘણાં છે, નહિ તો હું તમને કહેત. હું તમારે કાજે જગા તૈયાર કરવાને જાઉં છું અને, જો હું જઇને તમારે કાજે જગા તૈયાર કરીશ, તો પાછો આવીશ, અને તમને મારી પાસે લઇશ, એ માટે કે જ્યાં હું રહું છું ત્યાં તમે પણ રહો" (યોહા. ૧૪; ૨, ૩). ઇસુના આ કૃપાળુ અને

સ્પષ્ટ વચનથી કેટલા બધા માણસોનાં હૃદયના કલ્પાંતો મટી ગયા છે, અને કેટલી બધી મીઠી આશાઓને ઉત્તેજન મળ્યું છે! સ્વર્ગ કેવું સાદું, બધાને તરત ગમી જાય તેવું છે, ને આપણને રહેવા માટે તેમાં કેટલી બધી સગવડ છે તે, અને અનંતજીવનને માટે કેવી ખાસ તૈયારી કરેલી છે તે, ખાત્રીપૂર્વક રીતે ઇસુના ઉપલા વચનમાં આપણને કહેલું છે.

આપણા પ્રભુના શિક્ષણ વિષે એક બીજી એવી ટીકા કરવામાં આવી છે કે અનંતકાળના દાનની આશા જે ઇસુ આપે છે તેથી મનુષ્યના સદ્ગુણો સ્વાર્થી થઇ જાય છે, જેથી સદ્ગુણો તરીકે તેમની કિમ્મત ઘટી જાય છે; પણ આનો ઉત્તર એ છે કે ન્યાયીપણાની પાછળ સ્વર્ગિય સુખ ન હોય તો આ દુનિયાની રચના યથાન્યાય છે એમ આપણે કેવી રીતે માની શકીએ? અને જો વિશ્વની રચના તેની વિરૂદ્ધ હોય તો તેમાં સદ્ગુણ રહે અને વળી વખણાય? એનો બીજો પણ જવાબ છે કે સુવાર્તામાં સુખનાં જે વચનો આપવામાં આવેલાં છે તે તો આત્મિક સુખ છે, તેથી સદ્ગુણી માણસને જે બદલો આપવાનું વચન ઇસુ આપે છે તે મૂળથીજ નિ:સ્વાર્થી છે, અને તે બદલો એજ કે આપણે સદ્ગુણોમાં સંપૂર્ણ થઈએ.

## અધ્યાય ૧૦.

## ઈસુનું પોતાના મરણ વિષેનું શિક્ષણ.

હાલના જમાનામાં આ બાબત વિષે તપાસ કરવાની જરૂરીઆત-તપાસનાં પરિણામ. ૧. તેનું મરણ થયા અગાઉ તેના જે ઈસારા થયા તેથી તેની અગત્ય દેખાઈ આવે છે. ૨. ઈસુના બતાવ્યા પ્રમાણે તે—(૧) સત્યને માટે જીવ આપનાર હતો—(૨) પ્રીતિને માટે જીવ આપનાર હતો—(૩) પ્રાણાર્પણ કરનાર કરતાં તે વધારે હતો, એટલે તે (*a*) તારનાર; (*b*) પાપાર્થાર્પણ અને માણસને જે માફી મળે છે તેનો હેતુ—એના પુરાવા; અને વાંધાઓના જવાબ.

ઇસુની આ પૃથ્વી પરની તવારીખમાં તેનું મરણ એક એવી બીના છે કે ખ્રીસ્તી મંડળીના સમજવા પ્રમાણે તે બીજી બધી બીનાઓ કરતાં વધારે અગત્યની લેખાય છે. ચારે સુવાર્તામાં, પ્રેરિતોનાં લખાણોમાં, મિશનરીઓના બોધમાં ખ્રીસ્તના વધસ્તંભની વાત જેટલી મહત્ત્વની ગણાય છે તેટલી બીજી કોઇ ગણાતી નથી. સુવાર્તામાં એવું તે કયું બળ છે કે જે વડે તેણે જગતને જીત્યું છે, અને વળી જો એ બળ ન હોય તો સુવાર્તા જાણે કે નિર્માલ્ય થઇ જાય, એવું જો કોઇ પુછે, તો તેનો ઉત્તર અમે એકજ શબ્દમાં આપીશું કે તે બળ તો ખ્રીસ્તનો વધસ્તંભ છે.

ઇસુએ પોતે પોતાના મરણના સંબંધમાં શો બોધ આપ્યો તે બાબત, અને ખાસ કરીને તેમાં તેનો શો હેતુ હતો તે, અને તેના પર તેણે કેટલો ભાર મુકયો તે વિષે આ અધ્યાયમાં વિચાર કરીશું. આ વિષે તપાસ કરવાની જરૂર જણાય છે, કારણકે કેટલાક એમ માને છે કે ઇસુનું મરણ માણસનાં પાપને માટે પ્રાયશ્ચિત્તરૂપ નથી, અને તેઓને માફી આપવાનું ખરૂં કારણ તે નથી. જેઓ એ મતના છે તેઓ વળી એમ કહે છે કે આપણને એવું ફરમાવવામાં આવે છે કે જે કોઇ આપણું ભુંડું કરે, અને પછી દિલગીર થઇ પસ્તાવો કરીને એમનેએમ માફી માગે તો તેને માફ કરવું જોઇએ. એમ છે તો તેવીજ રીતે ઇશ્વર માફ કેમ ન કરે, કારણકે ઈશ્વર માણસ કરતાં વધારે ઉદાર દિલનો છે. તેઓનો એવો અભિપ્રાય છે કે પાપનું પ્રાયશ્ચિત્ત થવાની કશી જરૂર નથી, એટલુંજ નહિ, પણ પ્રાયશ્ચિત્તની જરૂર છે એવું માનવું તે ઇશ્વરની કૃપાને લાંછન લગાડવા જેવું છે,

તેથી આ વિષય ઉપર ઇસુનો પોતાનો બોધ શો છે તેની તપાસ કરવી એ સર્વની ફરજ છે.

અમારો મત એવો નથી કે પ્રભુ ઇસુએ પોતાના મરણ વિષે આ પૃથ્વી પરના જીવન દરમ્યાન જેટલો બોધ આપ્યો તે ઉપરાંત વધુ શીખવાનું નહિ હોય. "હજી ઘણી વાતો મારે તમને કહેવાની છે, પણ હમણાં તે તમે ખમી શકતા નથી; તો પણ જે સત્યનો આત્મા, તે જ્યારે આવશે, ત્યારે તે તમને સર્વ સત્યમાં દોરી જશે; કેમકે તે પોતાથી નહિ બોલશે; અને જે જે થનાર છે તે તમને કહી દેખાડશે" (યોહા. ૧૬; ૧૨, ૧૩). તેનાં આ વચનો આપણી નજર આગળ હોવાથી આપણે એવું અનુમાન નથી કરી શકતા કે તેને પોતાના મરણ વિષે જે કંઈ કહેવાનું હતું તે બધું તેનાં ભાષણોમાં આવી ગયું હોય. ઇસુ આકાશમાં ગયો ત્યાર પછી પવિત્ર આત્મા વડે પ્રેરિતોએ જે બોધ આપ્યો તે ખરૂં જોતાં ઇસુના શિક્ષણનો ભાગ છે, એમ માનવું તે એ શબ્દોથી વાજબી ઠરે છે. પણ ઇસુનો બોધ કે જે આપણને ચાર સુવાર્તામાં મળે છે, અને પ્રેરિતોનો બોધ એ બન્ને મળતા આવે છે કે કેમ, અને પ્રેરિતોએ પોતાનાં બોધનાં તત્ત્વ ઇસુના બોધમાંથી લીધાં છે કે કેમ, તે વિષે ખાત્રી કરવી જરૂરની છે.

જ્યારે આ બાબત વિષે સુવાર્તાઓમાંની વાતો તપાસીએ ત્યારે પહેલપ્રથમ આપણને આશ્ચર્ય લાગશે કે ઇસુ આપણા તારણને માટે પોતાના મરણથી થતાં શુભ પરિણામ વિષે થોડુંજ બોલે છે. પ્રેરિતોના પત્રોમાં આ વિષય ઘણો ચર્ચાએલો છે, પણ ઇસુના પોતાના શિક્ષણમાં તે બહુ વાર જોવામાં આવતો નથી, તેથી કેટલાકના મનમાં ગુંચવાડો ઉત્પન્ન થાય છે, અને તેઓના વિશ્વાસને તેથી કંઇક ધક્કો પહોંચે છે. ઇસુના મરણ વિષે તેના પ્રેરિતોનું શિક્ષણ તેના પોતાના શિક્ષણ કરતાં વધારે ખુલાસાવાર તથા સ્પષ્ટ દેખાય છે. પણ જ્યારે આપણે વધારે બારીક રીતે તપાસીએ, અને જ્યારે આપણે તેનો મુકાબલો બીજા મહાન પુરૂષો સાથે કરીએ ત્યારે અજાયબ થઇએ છીએ કે પોતાના મરણ વિષે કેટલી બધી વાતો તે અગાઉથી બોલ્યો હતો, અને પોતાના મરણની કેટલી બધી જરૂર છે તે અગાઉથી કહી દેખાડયું હતું. કોઇ મહાન ઉપદેશક

પોતાના મરણ વિષે ઉપદેશ અને શિક્ષણ આપે તે ખરેખર અસાધારણ વાત કહેવાય; વળી તેના શિષ્યો તેના મરણ અગાઉ તે વિષેની વાત ઉપર વિશ્વાસ કરવા અથવા તે વિષે સાંભળવા પણ રાજી નહોતા, તો પણ ઇસુ તે વિષે તેઓની આગળ એટલું બધું બોલ્યો હતો તે આપણને વિશેષ આશ્ચર્ય પમાડે તેવું છે (માત્થી ૧૬; ૨૨. માર્ક ૯; ૩૨). અમારૂં માનવું એ છે કે ઇસુના મરણ પહેલા તેના પોતાના શિક્ષણમાં પણ તેના મરણ વિષે એવું શિખવવામાં આવ્યું હતું કે તેના મરણની ખાસ અગત્ય હતી, અને વળી તે અગત્ય શામાં રહેલી હતી, એટલે તેનો અર્થ શો હતો, એ વિષે પ્રેરિતોનું શિક્ષણ તે ઇસુના શિક્ષણ ઉપરજ આધાર રાખતું હતું, તેમજ તેનું મૂળ તેમાંજ હતું એવી ખાત્રી થાય છે.

૧. ઇસુના વિચાર પ્રમાણે એના મરણની કેટલી બધી જરૂર હતી તે તેના બોધ ઉપરથી માલમ પડે છે. શરૂઆતથીજ તે તેના મરણ તરફ જોતો હોય એવું દેખાય છે. "વર જાનૈયાની સાથે હોય ત્યાં સુધી શું તેઓ ઉપવાસ કરી શકે?......પણ એવા દિવસ આવશે કે જ્યારે વર તેઓની પાસેથી લઇ લેવાશે" (માર્ક ૨; ૧૯, ૨૦). "આ મંદિરને પાડી નાખો, ને ત્રણ દહાડામાં હું એને ઉભું કરીશ" (યોહા. ૨; ૧૯). આ વચનમાં તેણે જે માર્મિક ઇસારો કીધો તે તેના બોધની શરૂઆતમાંજ કીધો હતો. નીકોદેમસને તેણે કહ્યું કે "જેમ મુસાએ રાનમાં સર્પને ઉંચો કીધો, તેમ માણસના દીકરાને ઉંચો કરવાની જરૂર છે. એ માટે કે જે કોઈ વિશ્વાસ કરે તે તેનામાં અનંતજીવન પામે" (યોહા. ૩; ૧૪, ૧૫). આ ઉપરથી આપણે જોઇએ છીએ કે આટલો વહેલો પોતાના મરણનો વિચાર તેના મનમા ઘોળાયાં કરે છે, અને તેથી સમજીએ છીએ કે પૃથ્વી પરની તેની જીંદગી બાબત અને માણસને માટે તારણની બાબતમાં ઇશ્વરે જે ગોઠવણ કીધી છે, તેમાં તેના મરણની ખાસ જરૂર દર્શાવેલી છે. ગાલીલમાં અણીના સમયે તે કહે છે કે "જો તમે માણસના દીકરાનું માંસ ન ખાઓ તથા તેનું લોહી ન પીઓ તો તમારામાં જીવન નથી" (યોહા. ૬; ૫૩). આ ભાર મૂકીને બોલેલા શબ્દોમાં એજ વિચારો ગર્ભિત હતા. પહાડ પર તેનું રૂપાન્તર થયું ત્યારે તેનો અદૃશ્ય મહિમા બદલાઈ જઇને જાણે કે દૃશ્ય મહિમા થઇ ગયો, અને જ્યારે આકાશમાંથી આવેલા મિત્રો તેની સાથે

વાત કરવા લાગ્યા, ત્યારે તેઓની વાતનો વિષય આજ હતો–"તેનું મરણ યરૂશાલેમમાં થવાનું હતું" (લુક ૯; ૩૧). લગભગ આજ સમયથી ઇસુના ભાવી મરણની છાયા તેના ઉપર ફરી વળી હતી, અને તે વારંવાર પોતાના શિષ્યોને કહેતો કે મારે મરવુંજ જોઇએ, અને તે દિલગીરીભર્યાં બનાવને માટે તૈયાર રહેવા તેઓને કહેતો, "ત્યારથી ઇસુ પોતાના શિષ્યોને જણાવવા લાગ્યો કે મારે યરૂશાલેમમાં જવું, ને વડીલોથી તથા મુખ્ય યાજકોથી તથા શાસ્ત્રીઓથી ઘણું સહેવું, ને માર્યાં જવું, ને ત્રીજે દહાડે પાછા ઉઠવું જરૂરનું છે" (માત્થી ૧૬ ; ૨૧). "તેણે યરૂશાલેમ જવા સારૂ પોતાનું મોં [તે ભણી] દૃઢ રાખ્યું" (લુક ૯; ૫૧). જે તેને સહન કરવાનું હતું, અને પોતાના કષ્ટથી કેવાં કેવાં ફળો નીપજશે, તે તે સ્પષ્ટ રીતે જોતો હતો. એક વખત માર્ગમાં ઇસુ પોતાના શિષ્યોની આગળ ચાલતો હતો, તે વખતે તેના મ્હોડા ઉપરથી તેનો ઉદ્દેશ અને લાગણી એવાં તો સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં કે "તેઓ આશ્ચર્ય પામ્યા, ને તેની પાછળ ચાલનારા બીધા" (માર્ક ૧૦ ; ૩૨). ફરી એક વાર ઇસુએ બાર શિષ્યોને કહ્યુ કે "જુઓ, આપણે યરૂશાલેમમાં જઇએ છીએ ને માણસનો દીકરો મુખ્ય યાજકોને તથા શાસ્ત્રીઓને સોંપાશે ; ને તેઓ તેના પર મરણદંડ ઠરાવશે અને તેને વિદેશીઓને સોંપશે, ને તેઓ તેની મશ્કરી કરશે, ને તેના પર થુંકશે, ને તેને કોરડા મારશે, ને તેને મારી નાખશે, ને ત્રીજે દહાડે તે પાછો ઉઠશે" (માર્ક ૧૦ ; ૩૩, ૩૪). એ વખતે બોલેલું બીજું એક વચન એ છે કે, "મારે એક બાપ્તિસ્મા પામવાનું છે, ને તે પુરૂં થાય ત્યાં સુધી હું કેવો સંકોચમાં આવેલો છું" (લુક ૧૨ ; ૫૦). આપણે ખાત્રીથી કહી શકીએ છીએ કે એનો આમ બોલવાનો ભાવાર્થ પોતાનું મરણ, અને તે અગાઉથી જાણવાથી જે ભાર તેને લાગતો હતો, તે હતો. વળી જેમ જેમ વખત પાસે આવે છે તેમ તેમ પોતાના મરણ વિષે તે વારે વારે બોલતો હતો અને બેથાનિયા ગામમાં જમણ વખતે તે જે બોલ્યો તે એવાજ અર્થનું હતું. "દફનને સારૂ અગાઉથી તેણીએ મારા શરીરને અત્તર ચોળ્યું છે" (માર્ક ૧૪; ૮). યોહાને (૧૩ મા અધ્યાયથી ૧૯મા સુધીમાં) ઇસુના છેવટના શબ્દો અને દેખાવનું જે વર્ણન કીધું છે, તેમાં તેનો સમય પાસે આવે છે એ વિચાર ખુલ્લો દેખાય છે,

અને તે વર્ણનને ગંભીર બનાવે છે; પણ જે છાયા (એટલે મરણ) તેના ઉપર આવવાની હતી, તેને તે છાયા ગણતો ન હતો પણ મહિમા ગણતો હતો. તે વિષે તે એમ ધારતો હતો કે હવે શેતાન સાથેનો તેનો ઝઘડો પુરો થયો ને શેતાન હારી ગયો છે. અને મરણ સુધીનું સંપૂર્ણ સ્વાર્પણ જેનું પરિણામ મરણ પર જય એવું આવ્યું, તેજ તેનો ખરેખરો મહિમા છે. તેથી તે કહે છે કે "હવે માણસનો દીકરો મહિમાવાન થયો છે, ને તેનામાં દેવ મહિમાવાન થયો છે" (યોહ. ૧૩ ; ૩૧). ગેથસેમાનેના બાગમાં તે "છાયા" ઘણીજ ઘટ અને અંધારી દેખાય છે, અને તેણે ત્રણ વખત કીધેલી પ્રાર્થનાથી તે પાછી જતી રહે છે, "ઓ મારા બાપ, જો બની શકે તો આ પ્યાલો મારાથી દૂર કર; તો પણ મારી ઈચ્છા પ્રમાણે નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે થાઓ" (માત્થી ૨૬; ૩૯).

ઇસુના પોતાના વિચારમાં અને બોધમાં તેનું મરણ એ સાથી વધારે અગત્યની બાબત હતી એવું માનવામાં ઉપર કરેલું વિવેચન પુરતી રીતે આપણને ટેકો આપે છે. તેનું મરણ તેના જીવનકલહની પરિસીમા હતી. તે કહે છે કે, "એનેજ લીધે તો હું આ ઘડી સુધી આવ્યો છું" (યોહ. ૧૨ : ૨૭). ઉપર ટાંકેલા કોઇ પણ વચનમાં એનો પુરેપુરો ભાવાર્થ કદાચિત્ સ્પષ્ટ નહિ દેખાતો હોય, પણ તેમાં એવો અર્થ રહેલો છે કે જે બીજા માણસોના મરણની બાબતમાં કદી હોય નહિ. ઈસુ પોતાના મરણ વિષે જેવી રીતે બોલે છે, તેવી રીતે કોઈ પણ બીજો માણસ પોતાના મરણ વિષે બોલી શકત નહિ. તેમજ ઇસુએ પોતાની જીંદગીના ઉદ્દેશ અને હેતુમાં પોતાના મરણની જેવી અગત્ય કહી છે, તેવી બીજો કોઇ કહી શકત નહિ. વળી તે પોતે પાછો આવશે ત્યાં સુધી પોતાની યાદગીરીમાં પ્રભુભોજનની વ્યવસ્થા કરવામાં, અને તેમાં તેનું મરણ એ એકલીજ બીના દર્શાવવાનું પસંદ કરવાથી, ઇસુ આપણી ખાતર પોતાના મરણને એવી જરૂરની વાત ગણે છે કે તેની આ પૃથ્વીપરની કારકીર્દીમાં બીજી બધી બાબતો કરતાં તે વધારે અગત્યની માલમ પડે છે.

૨. આ પ્રમાણે ઇસુના શિક્ષણમાં પોતાના મરણને પ્રધાનપદ આપવામાં આવે છે, તેનું શું કારણ છે તે સમજવા સારૂ આપણે હવે તજવીજ કરવી જોઇએ.

(૧) પોતાના મરણ સંબંધીના ઇસુના શિક્ષણપરથી ઓછામાં ઓછું એવું કહી શકીએ છીએ કે, **તે સત્યને લીધે મરણ પામ્યો.** આ જગતમાં જેઓ સત્યને અધિક વિશ્વાસુપણે વળગી રહે છે, તેઓ પોતાના વિશ્વાસુપણાને લીધે પોતાને માટે શત્રુઓ ઉભા કરે છે અને તેને લીધે દુ:ખ સહન કરે છે. તોપણ માણસો ઉપર સત્ય એવો દાવો કરે છે કે તેઓએ મરતાં સુધી પણ વિશ્વાસુપણાએ તેને વળગી રહેવું જોઇએ. આ પ્રમાણે હજારો પુરૂષો તથા સ્ત્રીઓ વિશ્વાસુપણે સત્યને વળગી રહેનારા થઇ ગયા છે. ઇસુ એવો સત્યને વળગી રહેનારો હતો; અને ઘણા લોકો એના મરણનો એ સિવાય બીજો કોઇ અર્થ માન્ય કરતા નથી. એવા માણસોને તેના મરણ વિષેની તેની અગમચેતી, ને તે વિષેની તેની સ્પષ્ટ ભવિષ્યવાણીઓ કઇ અજાયબ જેવી લાગતી નથી. કોઇ સદ્ગુણી અને દીર્ઘદષ્ટિવાળો માણસ જે ઇસુના વખતમાંના પાપનું જોર લક્ષમાં લેતો હોય, અને યહુદી અગ્રેસરોની ધર્માધનાથી વાકેફ હોય, અને ઇસુનું પોતાનુ ચુસ્ત વિશ્વાસુપણું ધ્યાનમાં લેતો હોય તે એવુજ ભવિષ્ય ભાખી શકત. ખરેખર ઇસુ પોતે પોતાનુ મરણ પ્રાચીન ભવિષ્યવાદીઓના મરણ જેવુ, એટલે સત્યને માટે પ્રાણ આપનારના મરણ જેવું સ્વીકારે છે. પોતાની બાબતમાં તેણે કહ્યુ કે "કોઈ ભવિષ્યવાદી યરૂશાલેમની બહાર નાશ પામે એવુ થઇ શકતુ નથી" (લુક ૧૩; ૩૩). પણ ભવિષ્યવાદીઓ સત્યને માટે પ્રાણ આપનારા હતા, તેમજ ઇસુ પણ સત્યને માટેજ પ્રાણ આપનાર હતો, એમ જો આપણે સમજીએ તો તેના મરણ અગાઉ આવતા વિચારથી જે ભાર ઇસુના મન પર હતો તે, અને "સહન કરવુંજ જોઇએ," અને "ઉચો કરાવોજ જોઇએ"—એ વાકયોમાં જે દૈવી જરૂરીઆતનો અર્થ સુચવેલો છે, તેનો પુરેપુરો ભાવાર્થ સમજાતો નથી.

(૨) વળી આપણે એક બીજી વાત ધ્યાનમાં રાખવી જોઇએ ને તે એ છે કે ઇસુએ **પ્રીતિને ખાતર પોતાનો પ્રાણ અર્પી દીધો.** સ્વાર્પણ કર્યાં વગર આપણે બીજાં મનુષ્યોની મોટી સેવા બજાવી શકતા નથી એવો નિયમ છે. દુનિયામાં આપણને કોઇનું હિત કરવાની અભિલાષા હોય, તો આપણે આપણો નકાર કરવો જોઇએ; આપણા સુખનો, લાભનો, અથવા માનનો ભોગ આપવોજ જોઈએ. જે આપણે મન

ઘણુંજ મૂલ્યવાન છે, તેને છોડી દેવા આપણામાં જો પુરતો પ્રેમ ન હોય, તો આપણાથી કોઇનું ભલું થઇ શકે નહિ, અને જેઓએ સ્વાર્થને તિલાંજલી આપી છે તેઓની જીંદગી ઘણીજ ફળદાયક નીવડી છે. સ્વાર્પણના આ નિયમથી દુનિયા સુધરતી જાય છે. હવે એજ નિયમ લક્ષમાં રાખીને ઇસુએ પોતાના મરણની અગત્ય જોઇ. તેણે કહ્યુ કે "જો ઘઉંનો દાણો ભોંયમાં પડીને નથી મરતો તો તે એકલો રહે છે; પણ જો તે મરે તો તે ઘણું ફળ આપે છે" (યોહા. ૧૨; ૨૪). આ નિયમને તાબે થઇને તેણે ખુશીથી સ્વાર્પણ કીધુ. વળી તેને લગતો એક બીજો નિયમ તેણે પ્રગટ કીધો, અને તે પર પોતે આધાર રાખ્યો કે સ્વાર્પણનો માર્ગ એ સ્વાર્પણ કરનારને ખરેખર લાભકારક છે, અને તે વાત પરલોકમાં ખાત્રીથી પ્રગટ થશે. ઇસુનાં સઘળાં વચનોમાંનુ એકજ વચન ચારે સુવાર્તામાં મળી આવે છે, ને તે આ છે કે "જે પોતાના જીવ પર પ્રીતિ કરે છે તે તેને ખોય છે; અને જે આ જગતમાં પોતાના જીવ પર દ્વેષ કરે છે તે અનંતજીવનને સારૂ તેને બચાવી રાખશે" (યોહા. ૧૨; ૨૫. જુઓ માત્થી ૧૦; ૩૯: ૧૬; ૨૫. માર્ક ૮; ૩૫. લુક ૯; ૨૪: ૧૭; ૩૩).

(૩) ઇસુના મરણની અગત્ય વિષે આટલે સુધી અમે લખ્યું તેટલા સુધીમાં તે અનન્ય છે, એમ માલમ પડી આવતું નથી, પણ મનુષ્યના અનુભવ અને તેની સત્તાના સાધારણ નિયમો સાથે બધી રીતે બંધબેસતું છે એમ જોવામાં આવે છે. સ્વાર્પણમાં ભલું કરવાની જે શકિત રહેલી છે, તેનો ઉત્તમમાં ઉત્તમ દાખલો ઇસુના જીવનનો અને તેના મરણનો બનેલો છે. પણ એનું મરણ એના માથા પર ઝઝૂમી રહ્યુ હતું, તે સમય દરમ્યાન જે શબ્દો તે બોલ્યો તે પરથી તે વિષે એનો પોતાનો વિચાર દર્શાઇ આવે છે: અને બીજા મનુષ્યના સ્વાર્પણરૂપી મરણ કરતાં એનું મરણ ઘણાજ ઉંચા પ્રકારનું છે એમ સ્પષ્ટ દેખાય છે.

($a$) ઇસુનાં વચનોમાંનું એક નીચે પ્રમાણે છે: "માણસનો દીકરો સેવા કરાવવાને નહિ, પણ સેવા કરવાને તથા ઘણા લોકની ખંડણીને સારૂ પોતાનો જીવ આપવાને આવ્યો" (માત્થી ૨૦; ૨૮). તેણે અગાઉ કહ્યું હતું કે "ખોવાયલું શોધવા તથા તારવાને સારૂ માણ-

સનો દીકરો આવ્યો છે" (લુક ૧૯; ૧૦). ઉદ્ધાર કરવાથી આ પ્રમાણે થશે એમ તે જણાવે છે, એટલે બીજાઓના જીવને બદલે તે પોતાનો જીવ આપે છે. ઇસુ જે ખાસ શબ્દો બોલ્યો તે આ છે—"ઘણાને બદલે ખંડણી." હવે જેઓની આગળ ઇસુ બોલતો હતો, તેઓ ખંડણીનો અર્થ સારી રીતે સમજતા હતા. માણસોને ગુલામગીરી-માંથી, અથવા અપરાધની શિક્ષામાંથી પુરતી ખંડણી આપવાથી છુટકો મળે છે, એ વાત સહેજમાં સમજાય તેવી હતી, અને આપણી ખાત્રી છે કે જે ગુલામગીરીમાંથી "ઘણા"ને મુકત થવાની જરૂર હતી તે પાપની ગુલામગીરી હતી, અને ઇસુના વિચાર પ્રમાણે તેનું મરણ તે ખંડણીની પૂરી કિમ્મત થઇ પડશે એમ હતું. ઇસુના શ્રોતાઓ "ખંડણી" શબ્દનો અર્થ સારી રીતે સમજતા હતા, કારણ કે નિર્ગ. ૩૦; ૧૧-૧૬માં એજ શબ્દ વાપરેલો છે, જેમાં આપણે વાંચીએ છીએ કે દરેક જીવ જે જુના કરારનામામાં ગણાય અને તેનું નામ નોંધાય, તે દરેકને માટે "તમારા આત્માને માટે પ્રાયશ્ચિત્ત બદલ" અમુક "ખંડણી" આપવામાં આવતી. આવી ખંડણી આપવાનો ઇસુનો ઈરાદો હતો, ને પોતાના જીવનું અર્પણ કરવાનો હેતુ તેજ છે. તે વિષે ઇસુ કહે છે કે તે કામ હું મારી પોતાની મરજીથી કરૂં છું. તેનો તે આ પ્રમાણે ખુલાસો કરે છે,—"ઘેટાંને સારૂ હું પોતાનો જીવ આપું છું......કોઇ મારી પાસેથી તે નથી લેતો, પણ હું પોતાની મેળે તે આપું છું" (યોહા. ૧૦; ૧૫-૧૮). માટે પાઉલે અને બીજા પ્રેરિતોએ "ઇસુ ખ્રીસ્તથી જે ઉદ્ધાર છે" (રૂમી. ૩; ૨૪), "તમે મૂલ્યે ખરીદાયા હતા" (૧ કરીં. ૬; ૨૦), "અને ખ્રીસ્તના મુલ્યવાન લોહીથી ખંડી લેવાએલા છીએ" (૧ પીત. ૧; ૧૮, ૧૯) એ પ્રમાણે લખ્યું ત્યારે તેઓ ઈસુના પોતાના શિક્ષણમાં જે આવેલું હતું તેજ લખે છે.

(*b*) ઇસુનું મરણ કેટલું બધું મૂલ્યવાન છે, તેમાં કેટલું બધું સામર્થ્ય છે, અને તેની અગત્ય કેટલી બધી છે; તે વિષે આપણને વધારે સ્પષ્ટ રીતે સમજણ પડે એવું એક બીજું વચન જ્યારે તેણે પ્રભુભોજન સ્થાપ્યું, ત્યારે તેણે કહ્યું હતું. પોતાના શિષ્યોને પ્યાલો આપતાં તેણે કહ્યું "આ પ્યાલો તમારે સારૂ વહેવડાવેલા મારા લોહીમાંનો નવો કરાર છે"

(લુક ૨૨ ; ૨૦). "એ નવા કરારનું મારૂં લોહી છે, જે પાપોની માફીને અર્થે ઘણાઓને સારૂ વહેવડાવવામાં આવે છે" (માત્થી ૨૬ ; ૨૮). ઇસુ એક નવા કરાર વિષે બોલે તેમાં તેના શિષ્યોને કંઇ નવાઇ જેવું ન લાગે, કારણ કે યિર્મેયાહ ૩૧ ; ૩૧ માં જે વચન આપેલું છે, તે પ્રમાણે ભવિષ્યમાં યહોવાહ પોતાના લોકો સાથે નવો કરાર કરશે તેથી તેઓ વાકેફ હતા. વળી "નવા કરારનું રક્ત" તેઓને આશ્ચર્ય નહિ પમાડે, કારણ કે પહેલો કરાર રક્ત વડે મંજુર રાખવામાં આવ્યો હતો, એ આપણે નિર્ગ. ૨૪; ૫-૮ માં વાંચીએ છીએ. તેઓએ દહનિયાર્પણ ચઢાવ્યાં, અને રક્ત છાંટયું, અર્ધું વેદી પર ને અર્ધું લોકો પર. ઇસુના શિષ્યો સહેજ સમજે કે તેઓને જે પ્યાલો મળ્યો તે, લોકોના ઉપર રક્ત છાંટવામાં આવ્યું તેના બદલામાં તે હતો. હવે જો ઇસુએ માત્ર એટલુંજ કહ્યું હોત કે, "આ પ્યાલો મારા રક્તમાં નવો કરાર છે" તો નિર્ગ. ૨૪ ; ૫ માં કહ્યા મુજબ તેના મરણને દહનિયાર્પણ તરીકે સમજ્યા વગર છુટકો ન હતો, અને તેથી કરીને તેમાં કંઇ દેવ તથા માણસ વચ્ચે સમાધાની કરાવી શકે કે નહિ તે વિષે આપણને કદાચ શક રહી જાત ; કારણ કે જુના કરારમાં દહનિયાર્પણો હમેશ પાપ નિવારણકર્તા છે એમ દર્શાવ્યું નથી, પણ માત્ર અર્પણ કરનારનું સ્વાર્પણજ બતાવે છે. પણ "આ પ્યાલો મારા રક્તમાં નવો કરાર છે," એ ઉપરાંત ઇસુ કંઇક વિશેષ કહે છે ; તે એ કે "તે રક્ત પાપોના નિવારણને માટે ઘણાને સારૂ વહેવડાવાય છે." આ શબ્દોમાં તે સ્પષ્ટ રીતે જણાવે છે કે મારૂં મરણ પાપાર્પણ છે, અને મારૂં રક્ત પાપનું પ્રાયશ્ચિત્ત છે. પોતે નિષ્કલંક હોવાથી દેવની આગળ પોતાનું જે અર્પણ થાય છે તે વિષે તે માને છે કે તેને લીધે પવિત્ર તથા ન્યાયી ઇશ્વર પાપી મનુષ્યોને માફી આપી શકે છે. વળી જે શબ્દોમાં તે પોતાનું મરણ અગાઉથી સૂચવે છે, અને તેની સાથે માફીને જોડી દે છે, તેના આધારે તેના પ્રેરિતો લખી શકયા કે "તેના રક્ત વડે તારણ, આપણાં ઉલ્લંઘનોની માફી" મળે છે (એફે. ૧ ; ૭); "આપણે તેના લોહીથી ન્યાયી ઠરાવાયા છીએ" (રૂમી. ૫; ૯). "જ્યારે આપણે શત્રુ હતા, ત્યારે દેવની સાથે તેના દીકરાના મરણે કરીને આપણો મિલાપ થયો (રૂમી. ૫; ૧૦); "અને ઇસુનું પાપ વિષે

પ્રાયશ્ચિત્ત તે કેવળ આપણા વિષે નહિ, પણ આખા જગત વિષે તે પ્રાયશ્ચિત્ત છે" (૧ યોહા. ૨ : ૨).

શરૂઆતથી ખ્રીસ્તી લોકોનુ માનવું એવું છે કે પાપ ઘણુંજ ભયંકર છે; અને પાપની માફી મળે ત્યાર પહેલાં ખુદ ઇશ્વરમાં, અને વિશ્વનો નૈતિક નિયમ જે ઇશ્વરની પ્રકૃતિની સાથે ઘણો નિકટનો સંબંધ ધરાવે છે, તેમાં કંઇ એવો બાધ છે કે જેને દૂર કરવો જોઇએ, અને ઇસુએ મરણમાં પોતાનું જે અર્પણ કર્યું તે તે બાધ દૂર કરવાને સમર્થ છે. ઇસુની આખી કારકીર્દી દરમ્યાન તેના વિચારોમાં જે અગત્યનું સ્થાન તેના મરણને મળેલું આપણે જોયું છે, તે તેના બીજા એક વચનથી સ્પષ્ટ માલમ પડે છે, એટલે "એનેજ લીધે તો હું આ ઘડી સુધી આવ્યો છું" (યો. ૧૨ ; ૨૭).

જે કોઇ આપણુ ભુંડું કરે તેને પ્રાયશ્ચિત્ત વગર માફી આપવાને આપણને કહેવામાં આવે છે, તેવીજ રીતે ઇશ્વર પાસેથી પાપની માફીની આશા રાખી શકાય એવી જે દલીલ આ અધ્યાયની શરૂઆતમાં ઉઠાવવામાં આવી હતી, તેનો ખુલાસો હવે અમે આપી શકીએ છીએ. આ દલીલમાં બે બાબતો ભુલી જવામાં આવી છે; પહેલી, માફી આપવામાં આપણે જેટલું કરીએ છીએ, તેના કરતાં ઇશ્વર ઘણું વધારે કરે છે. આપણે આપણા મનમાંથી ગુસ્સો દૂર કરીએ, પણ ગુન્હેગારને તેના ગુન્હાથી આપણે મુક્ત કરી શકતા નથી. ધણીએ પોતાની સ્ત્રી સાથે અણુઘટતી ચાલ ચલાવી હોય, તો તે સ્ત્રી પોતાના મરણ સમયે જે સઘળો જુલમ તેણીના ઉપર ધણીએ ગુજાર્યો હોય તે બાબત તેને છુટથી માફી આપે, પણ તેથી કરીને ધણીના ગુન્હાનો દોષ તેના ઉપરથી જતો રહેતો નથી. સ્ત્રીએ માફી આપી હોય છતાં, તેણે જે ભુંડું કર્યું હતું તેને માટે, અને પોતાની ફરજ ન બજાવી તેને માટે તે જવાબદાર રહે છે. જ્યારે ઇશ્વર કોઇને માફી આપે છે ત્યારે તે તેના કરેલા કામનો દોષ પણ દૂર કરે છે; પછી તે પાપી માણસને શિક્ષા ખમવી પડતી નથી. આ બાબત કેટલી બધી મોટી છે તે જેઓ સમજે છે તેઓમાંના કેટલાકનું માનવું એવું છે કે તે શકય નથી. કુદરતના નિયમ ઉપરથી તેઓ એવા અનુમાન ઉપર આવે છે કે માણસ પાપથી કે પાપના પરિણામથી

છુટો થઇ શકતો નથી. આ વાત બની શકે છે, એ ખરેખર ઇશ્વરી કૃપાનો ચમત્કાર છે; અને જેને આપણે "પ્રાયશ્ચિત્ત" કહીએ છીએ, તેની પ્રથમ જરૂર છે તે વિષે આપણે આશ્ચર્ય પામવાની જરૂર નથી. પણ ઇસુના શિક્ષણ ઉપરથી આપણે ખાતરીથી માની શકીએ છીએ કે માફી મળવી શકય છે, અને પૂર્વથી પશ્ચિમ જેટલું છેટુ છે, તેટલાં આપણાં ઉલ્લંઘન પરમેશ્વર આપણાથી દૂર કરે છે; અને વળી એ પણ સમજીએ છીએ કે જે પ્રમાણે એક પાપી માણસ બીજા ઉપરનો ગુસ્સો દૂર કરે, એવી સહેલી રીતે આપણાં પાપની માફી મળી શકે નહિ.

જે અપવાદ વિષે આપણે હાલ વિચાર કરીએ છીએ, તેની સાથે એક બીજી વાત ભુલી જવામાં આવે છે, એટલે કે ઇશ્વરે પોતાની અપાર દયાથી પાપી મનુષ્યો પરનો તેનો ગુસ્સો પ્રાયશ્ચિત્ત વગર દૂર કીધો છે, કારણ કે ઇશ્વરેજ પોતાના દીકરાને આ દુનિયામાં પ્રાયશ્ચિત કરવા સારૂ મોકલ્યો, પ્રાયશ્ચિત્ત વગર ક્ષમાશીળ મનુષ્યો જે કંઇ કરી શકે, તે સર્વ ઇશ્વરે કીધુ છે, અને તે ઉપરાંત તેણે એવુ મહત્ત્વનું કર્મ કીધુ છે કે જેનુ યોગ્ય વર્ણન કોઇ કરી શકે નહિ. વધસ્તંભદ્વારે મળેલું પ્રાયશ્ચિત્ત ઇશ્વરના પવિત્ર ન્યાયની માગણી પુરી પાડે છે, અને તેથી પાપીઓ પર ઇશ્વરનો પ્રેમ કે જેને લીધે તે માણસોને આપવામાં આવ્યું, તે વધારે તેજસ્વી તથા આશ્ચર્યકારક માલમ પડે છે

આપણા પ્રભુનું સ્વાર્પણ, એ આપણાં પાપને માટે પ્રાયશ્ચિત્ત છે એમ માનવાની એક બીજી સાબિતિ આપણે ભુલી જવી ન જોઇએ—તે એ છે કે વિશ્વાસીઓનો અનુભવ. મનુષ્યો જ્યારે પોતાનાં પાપને લીધે ત્રાસ પામે છે ત્યારે ખ્રીસ્તના મરણથી પ્રાયશ્ચિત્ત થયું છે એ વિચારથી તેઓને સાનંદાશ્ચર્ય થાય છે. વળી ઇસુના રક્તથી હૃદયમાં શાંતિ થાય છે, ઇશ્વરની સન્નિધતાનો અનુભવ થાય છે, અને ઇશ્વરની કૃપા સદા મળશે એવી ખાતરી કે જે બીજે કોઇ પણ રસ્તે થઇ શકતી નથી તે તેઓને થાય છે. બધા દેશોમાં માન્ય રાખેલાં ખ્રીસ્તી ધર્મગીતોનો અભ્યાસ જેઓ કરશે તેઓને ખાતરી થશે કે ખ્રીસ્તના વધસ્તંભની સાથે આપણી શાંતિ તથા આપણો આનંદ જોડાયાં છે, ને તેનું કારણ એ છે કે ખ્રીસ્તના મરણથી આપણે પાપ પ્રત્યે મરેલાં થયાં ને નવા જીવનમાં પ્રવેશ પામ્યાં છીએ.

## અધ્યાય ૧૧.

# પવિત્ર આત્મા વિષે ઈસુનું શિક્ષણ.

"બીજા સંબોધક"ને મોકલવાથી ઈસુનું રાજ વધે છે ને કાયમ રહે છે. ૧. આ સંબોધક (કોઇ વખત તેને દિલાસો દેનાર નામ આપવામાં આવ્યું છે, પણ તેથી તે અધિક છે) એક વ્યક્તિ છે-તે એક દૈવી વ્યક્તિ છે. ૨. તે સત્યનો શિક્ષક છે, અને તે સત્ય વિષે ખરી ખાત્રી આપે છે. ૩. તેના શિક્ષણનો વિષય અને મૂળ તે પોતે નથી પણ ઈસુ છે. જોકે આપણાનાં તે રહે છે, તો પણ આપણું વ્યક્તિત્વ તે નાબુદ કરતો નથી. ૪. તે આપણને ઈસુની સંગતમાં લાવે છે. તેની મારફતે દૈવી જીંદગી આપણને મળે છે તેથી-(a) તેના વડે આપણે આકાશના રાજ્યમાં પેસવા શકિતમાન થઈએ છીએ, અને (b) ઇસુએ ફરમાવેલું ન્યાયીપણું પૂર્ણ કરી શકીએ છીએ, (c) કૃપાનાં સાધન કાર્યસાધક થાય છે, અને (d) સુવાર્તા જગતમાં પ્રસરતી જાય છે-પવિત્ર આત્માનું આ મોટું દાન સુવાર્તાની સાથે સંબંધ ધરાવે છે.

ઇસુના શિક્ષણનો મોટો વિષય દેવના રાજ્ય સંબંધીનો હોવાથી, અને આ જગતમાં તેના આવવાનું મુખ્ય પ્રયોજન મનુષ્યોમાં દેવનું રાજ્ય સ્થાપવું એ હોવાથી, તેની ફતેહ સંબંધી એક મહાન પુરૂષની સાક્ષી આપણે સાંભળીએ. નેપોલીઅન બોનાપાર્ટ કંઈ એવો માણસ નહોતો કે જેનું નામ ધર્મ સંબંધીની બાબતો સાથે આપણે જોડી દઇએ. પણ તેણે જગતમાં એક મહાન સામ્રાજ્ય સ્થાપ્યું, અને જે બુદ્ધિથી તેણે એ કામ પાર પાડયું, તે એવી તો ઉત્કૃષ્ટ હતી કે દુનિયામાં ભાગ્યેજ તેની બરોબરીઓ બીજો કોઇ મળી શકે. તેથી તેના જે વિચાર અમે નીચે ટાંકીએ છીએ તે નિ:શંસય ઘણા મહત્ત્વના છે. તેણે કહ્યું, "ઇસુ ખ્રીસ્તને મુકાબલે આવે એવો કોઈ મનુષ્ય અથવા સુવાર્તાને પહોંચી શકે એવી કોઇ પણ વાત ઇતિહાસમાં હું ખોળી ખોળીને થાકયો, પણ મને મળી નથી. તમે રૂમના કાઇસાર વિષે, મહાન સિકંદર વિષે, કે તેઓએ મેળવેલા વિજયો, અને જે ઝનુન પોતાના યોદ્ધાઓનાં અંતઃકરણમાં તેઓએ પ્રદીપ્ત કીધું તે વિષે કહી શકો છો; પણ કોઇ મરણ પામેલો માણસ, કેવળ તેની યાદગીરી રાખનાર લશ્કર વડે વિજય મેળવે, એ કોઇ દિવસ બને? તે કદી

હિ બને. જેમ કાર્થેજનું લશ્કર તેના સરદાર હાનિબાલને વિસરી ગયું, મ હું જીવતો છું છતાં મારા લશ્કરનાં માણસો મને ભૂલી ગયાં છે. મારી સત્તા આવા પ્રકારની છે! એકજ લડાઇ અમને ખેદાનમેદાન કરી ાખે છે, અને એક આફત અમારા મિત્રોને ગભરાવી નાખે છે....... કંદરે, કાઇસારે, શાર્લિમેને અને મેં જાતે મહાન રાજ્યો સ્થાપ્યાં, પણ એોનો પાયો શાના ઉપર રચાયો હતો? માત્ર જોરજુલમ ઉપર. ઇસુ ીસ્ત એકલાએજ પોતાનું રાજ્ય પ્રીતિના પાયા પર સ્થાપ્યું છે, અને અત્યારે પણ કરોડો માણસો તેને માટે જીવ આપવા તૈયાર છે."

ઘણાં સૈકાં થયાં ખ્રીસ્તના રાજ્યના સત્ય વિષે, તથા તેની દ્ધિ વિષે, અને તે હમેશાં કાયમ રહેશે તે વિષે આ સાક્ષી અગત્યની છે. ીતકર્તાનું આ વચન યાદ આવે છે—"તારૂં રાજ્ય સર્વકાળ સુધી ટકી હેનારૂં રાજ્ય છે, ને તારૂં ધણીપણું તે પેઢી દર પેઢી ટકી રહે છે" ગીત. ૧૪૫: ૧૩).

ઇસુનું રાજ્ય શાથી કાયમ ટકી રહ્યું છે? બળવાન પુરૂષોએ આ નિયામાં મોટાં મોટાં રાજ્યો સ્થાપ્યાં, પણ તેઓનાં રાજ્ય અલ્પ કાળ ાલ્યા પછી તેઓ લય પામ્યાં હતાં. જે બળથી મહાન પુરૂષોએ તેમને થાપ્યાં, તે તેઓની સાથેજ નાશ પામ્યું. ઇસુના રાજ્યની વાત તદન જુદીજ છે. માત્ર થોડા માણસોથીજ તેનું મંડાણ થયું; તેના સ્થાપનારના મયમાં તે એક રાઇના દાણા જેટલું હતું. પણ તેના ઇરાદા મુજબ, અને તેની ભવિષ્યવાણી મુજબ, તેનું એક મહાન વૃક્ષ થયું, અને હજી તેની ાળીઓ દુનિયામાં ફેલાતીજ જાય છે. આ કાયમપણા અને વૃદ્ધિનું કારણ શું હશે? આ પ્રશ્નના જવાબમાં મુખ્ય વાત આ છે કે આ દુનિયામાંથી ગયા પછી ઇસુએ પોતાની જગાએ બીજાને મોકલ્યો. કોઈ મહાન્ પુરૂષ રાજ્ય સ્થાપે, તે કંઇ પોતાની પછી પોતાના જેવાજ અધિકારીઓ પુરા પાડી શકે નહિ. ઇસુએ બીજાને મોકલવાનું વચન આપ્યું, અને બીજા "સંબોધક"ને મોકલ્યો, એની મતલબ એ કે પોતે જાતેજ એક સંબોધક હતો, અને બીજો સંબોધક આ જગતમાં તેની જગા પુરી પાડશે. બીજો સંબોધક તેની જગા પુરે, એટલુંજ નહિ પણ તે ઉપરાંત તે કંઇક વિશેષ કરે. તેના શિષ્યોને તેના જવાથી બીજો મળે તો તેમાં તેઓને ખોટ તો નહિ પણ લાભ થવાનો હતો.

"મારૂં જવું તમને ગુણકારી છે; કેમકે જો હું નહિ જાઉં તો સંબોધક તમારી પાસે નહિ આવશે; પણ હું જાઉં તો હું તેને તમારી પાસે મોકલી દઈશ" (યોહ. ૧૬; ૭). આ સંબોધક જે ઇસુની પાછળ આવનાર છે, અને તેનો અવેજી છે, જેને વળી તે 'સત્યનો આત્મા' અને 'પવિત્ર આત્મા' એવાં નામ આપે છે, તેના વિષે ઇસુનું કહેવું શું છે, તેનો આપણે હવે વિચાર કરીએ.

૧. ઇસુના શિક્ષણ ઉપરથી આપણને ખરી ખાત્રી થાય છે કે બીજો સંબોધક એક વ્યક્તિ છે. ફરી ફરીને ઇસુ આ પ્રમાણે બોલે છે, "તે તમને બધું શિખવશે"; "તે મારો મહિમા પ્રગટ કરશે." અને જે નામ (ફારેક્લેત) તે તેને આપે છે, તે જાતેજ સિદ્ધ કરે છે કે તે એક વ્યક્તિ છે. એ નામનો તરજુમો "સંબોધક" શબ્દથી કરીએ છીએ, પણ તે શબ્દનો તરજુમો પૂરેપૂરી રીતે કરીએ તો, "ખાસ કરીને મુશ્કેલીમા અથવા યુદ્ધમાં આપણો પક્ષ ધરી ઉભો થાય એવો મદદગાર," એમ કરી શકાય છે. આ ઉપરથી માલમ પડશે કે એ શબ્દનો અર્થ વકીલ, કે હિમાયતી, કે મધ્યસ્થ એવો થાય છે, અને ૧ યોહ. ૨; ૧ મા ઇસુને પોતાને માટે એ અર્થમાં તે વપરાએલો છે. તેમાં કહેલું છે કે "બાપની પાસે આપણો મધ્યસ્થ (Paraclete) છે, એટલે ઇસુ ખ્રીસ્ત જે ન્યાયી છે તે." પણ એ શબ્દનો અર્થ "સર્વ સંજોગોમાં આપણી પાસે રહીને જે સહાય આપે છે તે" એવો થાય છે, તેથી તેનું ભાષાન્તર સહાય્યક, આનંદ આપનાર, ઉત્તેજન આપનાર પણ થઇ શકે. એ શબ્દનો અર્થ એવો થાય છે કે જે પુરૂષ આપણી પડખે રહીને આપણું કર્તવ્ય બજાવવામાં આપણને ઉત્તેજન આપે, તેમજ દુઃખમાં દિલાસો દે તે પુરૂષ. યોહ. ૧૫; ૧૮ થી ૧૬; ૧૧ સુધીમાં દુનિયાના વૈરભાવ વિષે, અને જગતની વિરૂદ્ધ જે યુદ્ધ આપણે કરવું પડશે તે વિષે જે વાતો ઇસુએ કહી હતી, તેમાં સંબોધકને આપણે માટે લડનાર તરીકે વર્ણવેલો છે. "સંબોધક આવીને......મારા વિષે સાક્ષી પુરશે." "અને તે આવીને પાપ વિષે, તથા ન્યાયીપણા વિષે તથા ન્યાય ઠરાવવા વિષે જગતને ખાત્રી કરી આપશે; પાપ વિષે, કેમકે તેઓ મારા પર વિશ્વાસ કરતા નથી; ન્યાયીપણા વિષે, કેમકે હું બાપની પાસે જાઉં છું,

ને તમે મને હવેથી નહિ જોશો; ન્યાય ઠરાવવા વિષે, કેમકે આ જગતના અધિકારીનો ન્યાય ઠરાવાયો છે" (યોહ. ૧૬ ; ૮-૧૧). સંબોધક શાંતિ અને દિલાસો આપે છે એટલુંજ નહિ, પણ તે આપણને જગતમાં સાક્ષી પુરવા તથા પાપની સામે લડવા બળ પણ આપનાર છે.

ઇસુના શિક્ષણમાં એ પણ સમાએલું છે કે બીજો સંબોધક તે એક દૈવી વ્યક્તિ છે. તેનો અવેજી દૈવી વ્યક્તિ કરતાં ઉતરતો હોય, તો તેનાથી ખાત્રી પૂર્વક એમ નહિ કહી શકાય કે મારૂં જવું તમને ગુણકારી છે, અને તે એમ પણ કહી શકે નહિ કે "માણસના દીકરાની વિરૂદ્ધ જે કોઇ કંઇ કહેશે, તે તેને માફ કરાશે ; પણ પવિત્ર આત્માની વિરૂદ્ધ જે કોઈ કંઇ કહેશે, તે તેને માફ નહિ કરાશે ; આ યુગમાં પણ નહિ ને આવનાર યુગમાં પણ નહિ" (યોહ. ૧૨ ; ૩૨). વળી માત્થી ૨૮ ; ૧૯ માં આપેલા આશીર્વચનમાં "બાપ, દીકરો તથા પવિત્ર આત્મા" એ ત્રણેને સાથે લીધેલા છે, તેથી સિદ્ધ થાય છે કે જેમ બાપ તથા પુત્ર દૈવી વ્યક્તિ છે તેમ પવિત્ર આત્મા પણ દૈવી વ્યક્તિ છે.

૨. આ સંબોધક જેને ઇસુએ મોકલવાનું વચન આપ્યું તેનામાં બીજું એક મોટું લક્ષણ એ છે જે તે આકાશમાંથી આવેલો શિક્ષક છે. ઇસુના શિષ્યોને મદદ કરવાને તેનું મોટું સાધન સત્ય છે, અને એજ કારણને લીધે તેને વારંવાર 'સત્યનો આત્મા' કહે છે. આ વચન ઇસુના નીચેના વચન સાથે મળતું આવે છે— 'હું સત્ય છું,' 'જગતનુ અજવાળું હું છું.' આપણે જાણીએ છીએ કે ઇસુ ઇશ્વરને, અને ઇશ્વરનું સત્ય જે માણસના તારણને માટે જરૂરનું છે તેને, પ્રગટ કરનાર છે. ત્યારે બીજો પ્રગટ કરનાર કેવી રીતે હોઇ શકે? આ બીજા વિષે ઇસુ એમ શા માટે કહે છે કે "તે તમને બધું શિખવશે?" તેનો ઉત્તર એ છે કે આ દૈવી શિક્ષક પોતાનું કાર્ય આપણા અંતઃકરણમાં કરે છે- "તે તમારી સાથે રહે છે, અને તમારામાં રહેશે." તેનું કાર્ય આપણા હૃદયમાં બોધ કરવાનું છે ; વળી જે સત્યનો તે ઉપયોગ કરે છે, તે બધું ઇસુના જીવનમાં, તેના કાર્યમાં, તેના મરણમાં અને તેની પ્રકૃતિમાં રહેલું છે, પણ તે સત્ય નિહાળવાને માટે ખાસ આંતરિક શક્તિ તથા પ્રકાશની આપણને ઘણી જરૂર છે. આપણામાં પવિત્રાઇની ખોટ હોય છે, કે જે

વગર દૈવી દર્શન દુર્લભ છે, અને સત્યનો આ આત્મા કે જે પવિત્ર આત્મા પણ છે, તે આપણા અંતઃકરણને શુદ્ધ કરે છે, આપણી ઇચ્છાઓને પવિત્રાઇને માર્ગે દોરે છે, આપણા ઉદ્દેશોને સુધારે છે, અને આપણી આત્મિક દૃષ્ટિ કે જેને પાપનાં આવરણોએ નિસ્તેજ કરી નાખી છે, તેને ખસેડી નાખે છે. જે સત્ય આપણે જોઇએ છીએ, પણ જેને ગ્રહણ કરવાની શક્તિ આપણામાં નથી, તે સત્ય સ્વીકારવાની તથા અમલમાં લાવવાની શક્તિ તે આપણામાં ઉત્પન્ન કરે છે. આપણી આત્મિક દૃષ્ટિ તે તેજ કરે છે, તેથી આપણને અગાઉ જે દૃષ્ટિગોચર નહિ થએલું તે આપણી દૃષ્ટિએ પડે છે; અને જ્યારે શાસ્ત્રમાંથી અથવા કોઈ પણ બીજી રીતે ખ્રીસ્તનું સત્ય આપણી આગળ લાવવામાં આવે છે ત્યારે જેમ કોઇ માણસની આંખનાં પડળ કાઢી નાખ્યા પછી તે જોઇ શકે છે તેમ આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ.

ઘણા માણસો એવા હોય છે કે જેઓને ઇશ્વર સંબધી કે તારણ સંબંધીની વાતો વિષે ખાત્રી હોતી નથી. એ બાબતો વિષે તેઓનાં મનમાં જે શંકા રહે છે, તેને લીધે તેઓને ભારે દુઃખ થાય છે. ત્યારે શું તેઓએ કોઈ માનવી શિક્ષકના આપેલા પ્રમાણ પર આધાર રાખવો જોઇએ? એવો શિક્ષક સબળ પ્રમાણ દેખાડી શકે, પણ તે કરતાં કઇ વધુ કરી શકે નહિ. એવા શિક્ષકનાં ગુણલક્ષણ માટે જે માન આપણે ધરાવીએ છીએ તેને લીધે, અને તેના ડહાપણ વિષે આપણને જે અનુભવ થઇ ચૂકેલો છે, તેને લીધે આપણે તેને સ્વીકારીએ; છતાં જે સાચી વાત તે રજુ કરે છે તે આપણા હૃદયની બહારજ રહે છે. જે સઘળું ઇસુએ કહ્યું તે જોકે તેણે પૂરા અધિકારથી કહ્યું હતું, છતાં તે જાણતો હતો કે અંતરના શિક્ષક તરીકે કોઇ બીજાની જરૂર શિષ્યોને છે. આ અંતરનો ઉપદેશક કંઇ પોતાનું નવું સત્ય લાવતો નથી, પણ ઇસુમાં જે સત્ય રહેલું છે, તે ગ્રહણ કરવાને વધારે ને વધારે શક્તિ આપે છે. જે આપણે વિસરી ગયા હોઇએ, તે તે યાદ કરાવે છે; જે બીજરૂપે આપણા હૃદયમાં દાખલ કરવામાં આવ્યું હોય, તેને તે છેક ફળ લગી પહોંચાડે છે. મહાન્ પ્રકાશક ઇસુ પોતાના પવિત્ર આત્મા વડે ખ્રીસ્તીઓનાં મનને પ્રકાશિત કરવાનું જારી રાખે છે. ઇસુએ કહ્યું "તે

તમને બધું શિખવશે, ને મેં જે સર્વ તમને કહ્યું, તે તમારા સ્મરણમાં લાવશે" (યોહા. ૧૪; ૨૬). "હજી ઘણી વાતો મારે તમને કહેવાની છે, પણ હમણાં તમે તે ખમી શકતા નથી; તો પણ જે સત્યનો આત્મા, તે જ્યારે આવશે, ત્યારે તે તમને સર્વ સત્યમાં દોરી જશે" (યોહા. ૧૬; ૧૨, ૧૩). જ્યારે ઇસુએ પિલાત આગળ, હું રાજા છું એવું કહ્યું, ત્યારે તેણે એવું પણ કહ્યું કે મારૂં રાજ્ય તો સત્યનું રાજ્ય છે. પણ આ દુનિયામાં આવું રાજ્ય કેમ કરીને ટકી રહે અથવા આગળ વધે? આપણામાં કહેવત છે કે 'સત્ય મોટું છે, આખર તેજ ટકશે' (**सत्यमेव जयते**); પણ આપણા અનુભવમાં આ કહેવત કેટલી બધી વાર જુઠી પડેલી દેખાય છે! મનુષ્યના ભુંડા સ્વભાવ સાથેની લડાઇમાં સત્યની વૃદ્ધિ કેટલી બધી ધીમે ધીમે થાય છે! પણ પવિત્ર આત્માના સામર્થ્યથી ઇસુના બોધમાં અને તેના ચારિત્રમાં અને કાર્યમાં જે સત્ય માલમ પડયું, તે મનુષ્યોને ખાત્રીપૂર્વક સમજાવવામાં આવે, અને જેઓ 'સત્ય'ના છે તેઓની સાથે સત્યનો આત્મા હમેશ રહેવાથી તેઓમાં વધારે ને વધારે સત્ય આવે તો તે સત્યનું રાજ્ય કાયમ થયા વગર અને પ્રાધાન્ય મેળવ્યા વગર રહેજ નહિ. વળી જેઓ પવિત્ર આત્માથી શિક્ષણ પામેલા છે તેઓને સત્ય વિષે એવી ખાતરી થઇ ચુકી છે કે જે કોઇ બીજી રીતે થઇ શકેજ નહિ.

૩. પવિત્ર આત્માના શિક્ષણ વિષે જે કંઇ કહેવામાં આવ્યું છે તે ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે આપણાં મન ઉપર તેની જે અસર થાય છે, તે ઉપરથી તેના શિક્ષણનો લાભ આપણને મળે છે. આપણું લક્ષ તે પોતાની તરફ ખેંચવાની કોશિશ કરતો નથી, પણ તેનું કાર્ય આપણાં અંતઃકરણમાં ખ્રીસ્તને પ્રગટ કરવાનું છે. "તે ખ્રીસ્ત વિષેની બાબત લઇને તમને કહી દેખાડશે" (યોહા. ૧૬; ૧૪). બાપ, દીકરા અને આત્માના પરસ્પર સંબંધ વિષે ઇસુએ જે કહ્યું તે ધ્યાનમાં રાખવું જોઇએ. બાપની એવી મરજી છે કે જેમ સઘળાં મનુષ્યો તેને માન આપે છે, તે પ્રમાણે તેઓએ દીકરાને માન આપવું જોઇએ. બાપને જેવું માન આપવામાં આવે છે, તેવું માન જો દીકરાને આપવામાં ન આવે, તો બેશક બાપ પોતાને આપેલા માનનો સ્વીકાર કરતો નથી. "દીકરાને જે માન નથી આપતો,

તે તેના મોકલનાર બાપને માન નથી આપતો " ( યોહા. ૫ ; ૨૩ ). વળી દીકરો બાપને મહિમાવાન કરવાનું અને બાપે જે કામ કરવાનું તેને સોંપેલું છે, તે પૂરૂં કરવાનું યત્ન કરે છે. "હું મારા બાપને માન આપું છું...હું મારૂં પોતાનું માન નથી શોધતો" ( યોહા. ૮ ; ૪૯, ૫૦ ). તેમજ આપણે દીકરા પર લક્ષ રાખીએ, એ પવિત્ર આત્માની ઇચ્છા છે. તે જાણે કે પોતે સંતાઇ રહે છે, અને પ્રગટ રીતે દેખાતો નથી. તેના શિક્ષણ વિષે એમ પણ કહેલું છે કે તે પોતાના અધિકારથી અથવા પોતાની મેળે બોલતો નથી. ઇસુ જે પ્રકટીકરણનું મૂળ સ્થાન છે, તેનાથી પ્રસંગોપાત ખાસ સત્ય વાત સાંભળવાને તે તત્પર રહે છે, કારણ કે તેના લોકોમાં જેમ જેમ શીખવાની શકિત આવતી જાય છે, તેમ તેમ સમયાનુસાર ઇસુ શિક્ષણ આપતો જાય છે. "તે પોતાથી નહિ બોલશે; પણ જે કંઇ તે સાંભળશે તેજ તે બોલશે" ( યોહા. ૧૬ ; ૧૩ ), અને ઇસુ એ કરતાં વિશેષ કહે છે, "તે મને મહિમાવાન કરશે, કેમકે તે મારા વિષેનું લઇને તમને કહી દેખાડશે" ( યોહા. ૧૬ ; ૧૪ ). તેથી જ્યારે આત્મા આપણા અંતઃકરણમાં પૂર્ણ બળથી પોતાનું કાર્ય કરે છે, ત્યારે તેના વિષે આપણા મનમાં વિચાર હોતા નથી ; પણ ખ્રીસ્તના વિષેજ અને ખ્રીસ્તની બાબતો વિષેજ વધારે સ્પષ્ટ રીતે વાકેફગાર થઇએ છીએ.

પવિત્ર આત્મા આપણામાં આવીને રહ્યાથી તે આપણું સ્વાતંત્ર્ય નાબુદ કરતો નથી. તે આપણા અંતઃકરણમાં કાર્ય કરે છે, તેથી આપણા સ્વતંત્રપણાને હાનિ પહોંચતી નથી, પણ તેને ટેકો મળે છે. આપણા આત્મા સાથે તેનો એવો ગાઢો સંબંધ છે કે તેથી કરીને તે આપણે માટે સત્યને સ્વીકારે છે એમ નહિ, પણ આપણે પોતાની મેળે તે સ્વીકારી શકીએ છીએ અને પાળી શકીએ છીએ. પ્રેમ, આનંદ, શાંતિ, એ આપણામાં પવિત્ર આત્માનાં ફળ છે ખરાં ; પણ તે પ્રેમ આપણો પોતાનો, તે આનંદ આપણો પોતાનો, અને તે શાંતિ આપણી પોતાની છે. તેનાથી જે સદ્ગુણો આપણે પ્રાપ્ત કરીએ છીએ તે આપણા પોતાના થાય છે.

૪. આપણા અંતઃકરણમાં પવિત્ર આત્માના કાર્યનું એક બીજું લક્ષણ છે ; તે આપણામાં ઇસુને પ્રગટ કરે છે એટલુંજ નહિ, પણ

આપણને તેની સાથેના સમાગમમાં આણે છે. એથી દેવના રાજ્યના મોટા સંસ્થાપકનું સાન્નિધ્ય પોતાના રાજ્યમાં હમેશાં કાયમ રહે, એમ કરે છે. બીજાં રાજ્યો પડી ભાગ્યાં, કારણકે તેઓના સ્થાપનારાઓ મરણ પામ્યા. ઇસુ જીવે છે, અને જેઓ તેના ઉપર વિશ્વાસ રાખે છે, તેઓનાં હૃદયમાં જે આત્માને તે મોકલે છે, તે તેઓને ખ્રીસ્તનું દર્શન આપે છે અને તેના સમાગમમાં લાવે છે અને તેથી ખરૂં જોતાં તે નિરંતર તેઓની સાથે છે. આ પ્રમાણે પ્રેરિતો આગળ ઇસુએ જે છેલ્લું ભાષણ કીધું, તેમાં તેનું આ વાકય સત્ય ઠરે છે, એટલે કે, "હું તમને અનાથ નહિ મુકીશ, હું તમારી પાસે આવીશ" (યોહ. ૧૪; ૧૮).

ઇસુના શિક્ષણમાં તેનાં બે આગમન વિષે તે ખાસ રીતે વાત કરે છે, અને તે અહિં ઓળખાવવાં જોઇએ. જગતને અંતે ન્યાય ચુકવવાને માટે તે મહિમામાં આવનાર છે. એ તેનું બીજું આગમન છે. પણ તેના આકાશમાં જવાથી તેના શિષ્યો અનાથ ના થઇ જાય માટે તેનું હાલ પણ આગમન થાય છે. આ આગમન બાબત તે છેલ્લા ભાષણમાં કહે છે કે "હું તમારી પાસે આવીશ. થોડી વાર પછી જગત મને ફરીથી નહિ જોશે, પણ તમે મને જોશો" (યોહ. ૧૪; ૧૮, ૧૯). આવું વચન જો તેણે નહિ આપ્યું હોત તો નિશ્ચે તેના શિષ્યો અનાથ થઇ જાત; કારણ કે તેઓનાં અંતઃકરણને જે જોઇતું હતું, તે એ હતું કે પોતાના ધણી સાથેનો સમાગમ કાયમ રહે. અને એ સમાગમ તેઓને થયો પણ ખરો; કારણ કે જે આત્મા વિષે તેણે વચન આપ્યું, તે જોકે જુદો હતો ખરો, તો પણ તે ઇસુની સાથે એવો જોડાએલો છે, કે તે "અભેદ્ય તો પણ જુદો" છે. પવિત્ર આત્મા એવી રીતે ઇસુને પ્રગટ કરે છે અને તેની સાથે સમાગમમાં આણે છે કે તેના શિષ્યો, તે આત્માની હાજરીને લીધે પોતાના ધણીની હાજરી પોતાનાં અંતઃકરણમાં અનુભવે છે. ખરેખર દેહથી તો નહિ, પણ આત્માથી; દેહમાં તેની જે હાજરી હતી, તેનો અંત આવવાનો હતો, પણ આત્મિક હાજરી સનાતન રહેવાની હતી.

૫. પવિત્ર આત્માના કૃત્ય વિષે એક બીજી વાત, એટલે કે તે બીજો સંબોધક છે તે વિષે કહેવાનું હજી બાકી છે. આત્મા એક છે, અને તેનું કામ એક છે; પણ તેના સ્વરૂપમાં, અને તેના દાનોમાં તેના કામના પ્રકાર

અનેક છે. કદાપિ તેનું સર્વથી અગત્યનું સ્વરૂપ, કે જે તેનાં તમામ કામનો પાયો છે, તે આ છે કે **તેની મારફતે વિશ્વાસ કરનારાઓ ઈસુના જીવનમાં ભાગીદાર થાય છે.** પવિત્ર આત્મા તેઓને તે જીવનમાં ભાગીદાર કરે છે. ઈસુના આગમનથી અને તેનાં કૃત્યોથી એક નવું અને વધારે ઉચ્ચ શક્તિ ધરાવનારૂં જીવન મનુષ્યજાતમાં દાખલ કરવામાં આવ્યું છે. તે વાતની માહિતિ મેળવ્યા વગર યોહાનની સુવાર્તામાં આવેલાં ઇસુનાં વચનો આપણે વાંચી શકતા નથી. વળી તમામ જમાનાઓમાં ખ્રીસ્તી લોકો તે વિષે સાક્ષી પુરે છે. આપણે નવમા અધ્યાયમાં વાંચી ગયા કે ઇસુનો આવવાનો હેતુ એવો હતો કે, "તેઓને જીવન મળે, ને તે પુષ્કળ મળે, માટે હું આવ્યો છું" (યોહ. ૧૦; ૧૦). જેમ ઇશ્વરબાપ સર્વ જીંદગીનું તથા આશિષનું મૂળ છે તેમજ તે આ નવી જીંદગીનું પણ મૂળ છે. પણ દીકરો આપણ મનુષ્યોને માટે જીવનનો ઝરો છે, કે જેમાંથી જીવનનું પાણી આપણે ભરીએ છીએ. "બાપે દીકરાને પણ પોતામાં જીવન રાખવાનું આપ્યું" (યોહા. ૫; ૨૬). "અને દીકરો ચાહે તેઓને સજીવન કરે છે" (યોહ. ૫; ૨૧). યાકુબના કુવા આગળ ઇસુએ કહ્યું કે "દેવના દાનને તથા જે તને કહે છે કે મને પાણી પા, તે કોણ છે, એ જો તું જાણતી હોત; તો તું તેની પાસે માગત, ને તે તને જીવતું પાણી આપત ......જે પાણી હું આપીશ તેમાંનું જે પીએ તેને કદી તરસ નહિ લાગશે, પણ જે પાણી હું તેને આપીશ, તે તેનામાં પાણીનો ઝરો થશે કે જે અનંતકાળ સુધી ઝર્યાં કરશે" (યોહ. ૪; ૧૦-૧૪). તે પછીના બોધ ઉપરથી આપણે શીખીએ છીએ કે આ જીવન તે પવિત્ર આત્માની મારફતે આપણને આપવામાં આવે છે. દીકરો પોતાની નજરમાં આવે તેને સજીવન કરે છે તે પવિત્ર આત્માની કૃતિથીજ. નવું જીવન એ પવિત્ર આત્માથી છે (યોહ. ૩; ૬). દેવના પુત્રમાં જે જીવન છે તે જેઓ તેના લોક છે તે બધામાં આત્માવડે પ્રવેશ કરે છે, અને જેમ દ્રાક્ષવેલાની ડાળીઓ જ્યાં સુધી વેલાના થડ સાથે જોડાએલી હોય છે, ત્યાં સુધી જીવતી અને ફળ આપનારી રહે છે, અને તેના જીવનનો પ્રવાહ તેઓને મળે છે (યોહ. ૧૫; ૧-૮). તે પ્રમાણે જ્યાં સુધી પ્રભુના લોક તેની સાથે સંબંધ ધરાવે છે, ત્યાં સુધી તેઓને જીવતા અને ફળનારા

રાખવામાં આવે છે. શસ્ત્રવિદ્યા (Surgery) નો એક જાણીતો દાખલો લઇને આપણે આ વાત વધારે સ્પષ્ટ રીતે જણાવી શકીએ એમ છે. જો લોહીની ખોટને લીધે કોઇ મનુષ્યનું શરીર ભયભરેલી રીતે નબળું પડી ગયું હોય, ને જો તેને માટે પોતાના પુષ્કળ લોહીમાંથી જોઇતું લોહી આપવા કોઈ મિત્ર રાજી હોય, તો તે મિત્રના શરીરમાંથી પેલાની નસોમાં લોહી દાખલ કરી શકાય છે. આ મિત્ર પોતાના જીવનમાંથી પોતાના અશક્ત મિત્રને જાણે કે ભાગ આપતો હોય તેમ કરે છે. એજ પ્રમાણે ખ્રીસ્તના રાજ્યનો આ એક નિયમ છે કે જેઓ ઇસુ પર વિશ્વાસ રાખે છે તેઓએ એના પવિત્ર આત્માની મારફતે પોતાની પવિત્ર અને અખૂટ નૈતિક જીંદગીમાંથી તે ભાગ આપે છે; આ ઉપરથી સિદ્ધ થાય છે કે ખ્રીસ્તની સુવાર્તા આખા જગતના હિતને અર્થે છે, અને તેનું કામ મનુષ્યજાતનું તારણ કરવાનું છે, અને ઇસુ ખરેખર "જગતનો તારનાર" હોવાનો દાવો કરે છે, (યોહ. ૪; ૪૨ : ૬; ૫૧), એટલુંજ નહિ પણ તેની સાથે આ મહાન કાર્ય પાર પાડવાની પુરતી શક્તિ પણ ધરાવે છે.

પવિત્ર આત્મા વિષેનું ઇસુનું શિક્ષણ ઉપર વર્ણવેલું છે, ને તે લક્ષમાં રાખ્યાથી બીજી કેટલીએક બાબતો વિષેનું તેનું શિક્ષણ વધારે સ્પષ્ટ રીતે સમજવાને આપણે હવે શક્તિમાન થયા છીએ.

(*a*) દાખલા તરીકે આપણે આઠમા અધ્યાયમાં જોયું કે જે મોટો ત્યાગ આપણે કરવો પડે છે, તે દૈવી મદદ વગર આપણે કરી શકતા નથી. ઇસુનું આમંત્રણ સ્વીકારવું, ને ઇશ્વરની ઇચ્છાને તાબે થવું, અને ઐહિક વસ્તુઓને બદલે પારલૌકિક વસ્તુઓનું ગ્રહણ કરવું, એ માત્ર ઇશ્વરની સહાય વડેજ આપણાથી થઇ શકે. હવે આપણે સમજી શકીએ છીએ કે પવિત્ર આત્માની શક્તિ વડે તે બધું થઇ શકે છે. જેઓ માગે છે, તેઓને તે પવિત્ર આત્માનું દાન આપે છે. "જો તમે ભુંડા છતાં તમારાં છોકરાંને સારાં વાનાં આપી જાણો છો, તો આકાશમાંના બાપની પાસેથી જેઓ માગે તેમને તે પવિત્ર આત્મા આપશે, તે કેટલું વિશેષ ખાત્રી-પૂર્વક છે?" (લુક ૧૧; ૧૩).

(*b*) પવિત્ર આત્મા આપણા હૃદયમાં વસતો હોય તોજ ઇસુની આજ્ઞાઓ આપણે પાળી શકીએ છીએ, અને જે ન્યાયીપણાનો બોધ તેણે

આપ્યો છે તે પ્રમાણે આપણે વર્તી શકીએ છીએ. સાતમા અધ્યાયમાં આપણે જોયું છે કે નૈતિક બળમાં બીજા બધા ધર્મો કરતાં ઇસુનો ધર્મ શ્રેષ્ઠ છે. આપણે જોઇ ગયા કે તેનું કારણ એ છે કે તેણે ઇશ્વર બાપને પ્રગટ કીધો છે. હવે માલમ પડશે કે આપણા અંતઃકરણમાં વસતા પવિત્ર આત્માના દાન વડેજ આ નૈતિક બળ સંપૂર્ણતાએ પહોંચે છે. ઇશ્વર આપણો આકાશમાંનો બાપ છે, એ વાતની ખાતરી જેને થાય છે તે માણસના હૃદય ઉપર પવિત્ર આત્મા અનિવાર્ય અસર કરે છે; તે પોતાને ઇશ્વરનો પુત્ર જાણે છે, અને તેને લીધે ઇશ્વરપિતા પર પોતાના ખરા અંતઃકરણથી તે પ્રીતિ રાખે છે. એવો માણસ પોતાના ખરા અંતઃકરણથી ઇસુની મોટી આજ્ઞા પ્રમાણે વર્તવા મચ્યો રહેશે, "તમે આકાશમાંના તમારા બાપના દીકરા થાઓ" અને "તમારો આકાશમાંનો બાપ જેવો સંપૂર્ણ છે તેવા તમે સંપૂર્ણ થાઓ" (માત્થી ૫; ૪૫, ૪૮).

(*c*) વળી પવિત્ર આત્મા પ્રાર્થનાની, બોધની, વચનની અને સંસ્કારોની સિદ્ધિનો એકલોજ ઝરો છે. આત્મામાં પ્રાર્થના, આત્મામાં બોધ, આત્મામાં શ્રવણ, આત્મામાં સંસ્કારોની પ્રાપ્તિ એજ કાર્ય સાર્થક છે.

(*d*) છેલ્લે પવિત્ર આત્મા દૈવી રીતે ઇસુના અનુયાયીઓનું બદલાણ (રૂપાંતર) કરે છે, અને તેઓમાં પ્રેરણા કરે છે, ત્યારેજ દેવનું રાજ્ય જગતમાં વૃદ્ધિ પામે છે. "પવિત્ર આત્મા તમારા પર આવ્યા પછી તમે સામર્થ્ય પામશો, ને યરૂશાલેમમાં તથા આખા યહુદાહમાં તથા સમારીઆમાં તથા પૃથ્વીના છેડા સુધી તમે મારા સાક્ષી થશો." (પ્રે. કૃ. ૧; ૮). આ પ્રમાણે ઇસુનું પુનરુત્થાન થયા પછી અને પચાસમાને દિવસે પવિત્ર આત્મા ઉતર્યો, તેના વચગાળાના વખતમાં તેના વિષે ઇસુ બોલ્યો હતો. વળી યાદ રાખવું જોઇએ કે ઇસુ આ પૃથ્વી પર હતો, ત્યારે જે શબ્દો તે બોલ્યો (યોહા. ૩; ૩૪) અને જે પરાક્રમી મહાન કાર્યો તેણે કીધાં, તે એજ શક્તિ વડે, એટલે પવિત્ર આત્મા વડે, તેણે કીધાં હતાં. ઇસુ બાપ્તિસ્મા પામ્યો કે તરતજ દેવનો આત્મા તેના ઉપર ઉતર્યો (માત્થી ૩; ૧૬). તેજ વખતે પવિત્ર આત્માથી તથા સામર્થ્યથી તે અભિષિક્ત થયો (પ્રે. કૃ. ૧૦; ૩૮). જ્યારે તેણે જાહેર સેવા શરૂ

કીધી, ત્યારે તે પવિત્ર આત્માથી વેષ્ટિત હતો (લુક ૪; ૧૪). તેણે પોતે કહ્યું, "હું દેવના આત્મા વડે ભૂતોને કહાડું છું" (માત્થી ૧૨; ૨૮). દુનિયામાંથી ભુંડાઇ કહાડી નાખવા જેવાં અને સેતાનને હરાવવા જેવાં મોટાં કાર્યો કરવાને માટે તે પોતાના શિષ્યોને તેજ શક્તિથી ભરપૂર કરે છે. જે આત્માનું ખાસ નામ પવિત્ર આત્મા છે તેને તેઓના અંતરના પવિત્રીકરણની શક્તિ તરીકે મોકલે છે. તેઓના બોધની બાબતમાં તે વચન આપે છે કે "જે બોલે છે તે તો તમે નથી પણ તમારા બાપનો આત્મા તમારામાં બોલે છે" (માત્થી ૧૦; ૨૦). પવિત્ર આત્માની મારફતે તેઓને સર્વ સત્યમાં દોરવાનું તે માથે લે છે, અને એ વચન મંડળીના સઘળા જમાનાઓમાં ફળીભૂત થતું આવ્યું છે, અને થશે. અને એક વચન કે જે વાંચતાં આપણે અજાયબ થઇએ છીએ, તેમાં તે કહે છે કે "હું તમને ખચિત ખચિત કહું છું કે હું જે કામો કરૂં છું, તેજ મારા પર વિશ્વાસ કરનાર પણ કરશે, ને એના કરતાં પણ મોટાં કરશે; કેમકે હું બાપની પાસે જાઉં છું" (યોહા. ૧૪; ૧૨). આ વચનથી આપણને ખુલ્લું માલમ પડે છે કે ઇસુને અગાઉથી ખબર પડી હતી કે દેવના આત્માનું દાન પામ્યા પછી પોતાના શિષ્યોમાં જીવન તથા શક્તિ એટલે દરજે આવશે કે પોતે મેળવેલા આત્મિક વિજયો અને પોતે કીધેલા આત્મિક ફેરફારો કરતાં પણ પોતાના શિષ્યો વધારે આત્મિક વિજયો અને મનુષ્યના અંતઃકરણમાં વધારે મોટા આત્મિક ફેરફારો કરશે. એ વચન ખરૂં જોતાં ફળીભૂત થયું છે, અને જેમ જેમ ઇસુ પર વિશ્વાસ રાખનારાઓ વધારે ને વધારે વિશ્વાસ રાખશે, તેમ તેમ તે વિશેષ ફળીભૂત થતું જશે.

એક બીજું અનુમાન આપણે ઉપર આવેલી દલીલો પરથી કરી શકીએ છીએ. ઇસુ આ દુનિયામાં બાપ તરફથી આવ્યો હતો, અને વળી દુનિયાને છોડી બાપ પાસે ગયો છે; તેથી જુના કરારના સંતોને, અને જેઓની આગળ ઇસુને પ્રગટ કરવામાં આવ્યો નથી તેમાંના કોઇને પવિત્ર આત્માની હાજરીથી મેળવેલા લાભોના કરતાં પણ વધારે ઉમદા લાભો પ્રભુના ભકતોને હાલના જમાનામાં મળે છે. અલબત યોહાન કહે છે કે ઇસુ મહિમાવાન કરાયો ત્યાં સુધી પવિત્ર આત્મા અપાયો નહોતો (યોહ. ૭; ૩૯). ઇસુએ પોતે ઘણી વાર એમજ કહ્યું છે. દાખલા તરીકે

"જો હું જાઉં નહિ, તો સંબોધક તમારી પાસે નહિ આવશે; પણ હું જાઉં, તો હું તેને તમારી પાસે મોકલી દઇશ" (યોહ. ૧૬; આ પ્રમાણે હોવાનું કારણ શું, અને આત્માનું આગમન થતાં આ લાંબા વખત સુધી શા માટે વિલંબ થયો? વળી ઇસુ મહિમાવાન તેના ઉપર તે શા માટે આધાર રાખે છે? એ પ્રશ્નો એવા છે કે સૈ વિદ્વાન શાસ્ત્રીઓ કબુલ કરે છે કે તેમનાથી તેના સંતોષકારક જવ આપી શકાય તેમ નથી. અમે અહિં એ વિષય તરફ લક્ષ ખેંચ છીએ, તે એવા હેતુથી કે પવિત્ર આત્માનું દાન વિશેષ માનને ગણાય, વિશેષ કીમતી ગણાય, અને તેનો લાભ વિશેષ લેવાય; અને તે દાન ઇસુની સુવાર્તાની સાથેજ જોડાએલું છે. અને તેથી ઇસુએ ક "સ્ત્રીથી જન્મેલા પુરૂષોમાં યોહાન કરતાં મોટો કોઇ ઉત્પન્ન થયો નથ અને એમ કહ્યા પછી આગળ ભાષણ કરતાં તેણે કહ્યુ, "એટલુ આકાશના રાજ્યમાં જે નાનામાં નાનો છે તે એના કરતાં મોટો 

## અધ્યાય ૧૨.

## મંડળી વિષે તથા કુટુંબ વિષે ઈસુનું શિક્ષણ.

I. ઈસુ મંડળી વિષે કવચિતજ બોલ્યો છે. પણ જ્યારે તે તેના વિષે બોલ્યો ત્યારે ભાર દઈને તે બોલ્યો–મંડળીનો હેતુ અને માનવી સ્વભાવમાં તેનો પાયો. ત્રણ બાબતોમાં તે ખાસ દૈવી સંસ્થા છે. (૧) તેની સંસ્થાપનામાં, (૨) તેની એકતાના બંધનમાં, (૩) ખ્રીસ્તની અને આત્માની હાજરીથી તેને મળેલા અલૌકિક હક.—(a) ઈશ્વર પાસે માગવાનો હક; (b) માણસો ઉપર તેનો અધિકાર.–આ હકો મંડળીને તેની ઉત્કૃષ્ટ સ્થિતિને માટે પુરેપુરા આપવામાં આવે છે, પણ જે ઓછાવત્તા પ્રમાણમાં મંડળી તેની આત્મિક શરતો પુરી કરે છે, તેવા પ્રમાણમાં તે આ હકો ધરાવી શકે છે–મંડળીની ફરજ એ છે કે આ હકોની અવગણના કરવી નહિ–પચાસમાને દિવસે મંડળીની ખરી શરૂઆત થઈ. ત્યાં સુધી મંડળીની યોજના મુલતવી રખાઇ હતી, અને તેથી મંડળીના સેવકો વિષેનું શિક્ષણ પણ મુલતવી રાખવામાં આવ્યું હતું.—મંડળીનું ખાસ કામ–(અ) મંડળી માંહે, જેને માટે નીચેનાં સાધન ઠરાવવામાં આવ્યાં છે; (૧) એકઠા મળીને ઈશ્વરભક્તિ, (૨) નસિહત, (૩) અરસપરસની સેવા, (૪) પાળકો, વડીલો, સેવકો, (૫) સંસ્કારો: બાપ્તિસ્મા–પ્રભુભોજન. સંસ્કારો સ્થાપવાનાં કારણ. (આ) મંડળીની બહાર–સુવાર્તાના ફેલાવને માટે સાધન: (૧) મંડળીની એકતા, (૨) ઉપદેશ. કેટલીએક ફરજો. (II) કુટુંબ. લગ્ન સંબંધી અને છોકરાં વિષેનું ઇસુનું શિક્ષણ–ખ્રીસ્તી કુટુંબ તે દેવના રાજ્યનો એક ભાગ છે.

### ૧. મંડળી.

'મંડળી' ના સંબંધમાં લાંબા વખતથી મતમતાંતરનો ઝગડો ચાલી રહ્યો છે, અને તે વિષે હજી પણ ભિન્ન ભિન્ન મત ચાલે છે. કેટલાકના માનવા પ્રમાણે મંડળીનો અધિકાર ઘણોજ મોટો છે; પણ બીજાઓના સમજવા પ્રમાણે તેનો અધિકાર જૂજ છે. મંડળી સંબંધી ઇસુએ કેવું શિક્ષણ આપ્યું, તે આપણે તપાસીએ.

પહેલું, આપણને માલમ પડે છે કે તે વિષે ઇસુ કવચિતજ બોલતો. તેનાં તમામ ભાષણોમાં માત્ર બેજ વખત તેણે મંડળીનું ખુલ્લેખુલ્લું નામ લીધું છે, અને બન્ને વખતની હકીકત એકજ સુવાર્તામાં એટલે માત્થીમાં મળે છે (માત્થી ૧૬; ૧૬-૧૯: ૧૮; ૧૫-૨૦); એમ છતાં આપણે એવું અનુમાન ન કરવું કે પ્રભુ ઇસુ મંડળીને ઓછી

અગત્યની ગણુતો. કારણ કે થોડા શબ્દોમાં તે વિષે તે ઘણું કહે છે. તે પોતાની કારકીર્દીની છેવટેજ તેનું નામ લે છે. પણ જ્યારે તે તે વિષે બોલે છે, ત્યારે તેના થોડા શબ્દો "હું મંડળી બાંધીશ" (માત્થી ૧૬ ; ૧૮) એવું દર્શાવે છે કે તે લાંબો વખત થયાં તે વિષે વિચાર કરતો હતો અને કે તેના શિષ્યોને તે વિચાર નવો લાગ્યો હશે તો પણ તેના પોતાના મનમાં ને તેના હૃદયમાં તે વિચાર ભારે અગત્યનો હતો. એ સંસ્થા તેના સમજવા પ્રમાણે કેટલી બધી મોટી હતી, તે તેના તેજ વખતે બોલાએલા શબ્દો ઉપરથી પણ સ્પષ્ટ માલમ પડે છે. બીજી સંસ્થાઓ અને રાજ્યો જીર્ણ થઇ જશે અને લય પામશે, પણ મારી મંડળી સર્વકાળ ટકી રહેશે.—"તેને ઉલટું હાડેસની દરબારનું જેર નહિ ચાલશે" (માત્થી ૧૬ ; ૧૮).

ઇસુએ વાપરેલો શબ્દ (Ecclesia) જેનું ભાષાન્તર આપણે મંડળી કરીએ છીએ તેનો અર્થ 'જમાત' પણ થઈ શકે છે. ઇશ્વરના પ્રાચીન ઇસ્રાએલી લોકને "યહોવાહની જમાત" કહે છે (૧ કાળ. ૨૮ ; ૮). પ્રભુ ઇસુનો એવો ઇરાદો હતો કે જેમ જુના કરારની રૂએ ઇસ્રાએલીઓ પસંદ કરેલી તથા પવિત્ર પ્રજા પ્રભુની સેવાને અર્થે તેડાએલી હતી તેમ નવા કરારની રૂએ એના જેવી પ્રજા થાય.

હવે મંડળીનો હેતુ શો છે? તેને સ્થાપન કરવાની ઇસુને કઇ મોટી અગત્ય જણાઇ? અને તેની મારફતે શું ઉત્તમ કાર્ય થાય? ઇશ્વરે મનુષ્યને ઉત્પન્ન કર્યાં, ત્યારે જે સામાજિક પ્રકૃતિ તેણે મનુષ્યોને આપી, તે મુજબ આવી મંડળીની અગત્ય છે, એમ સિદ્ધ થાય છે. જે સૌથી સારૂં કરવાને માણસો લાયક અને શક્તિવાન હોય છે, તે એકલા રહીને અને બીજાઓથી નિરાળા રહીને તેઓ કરી શકતા નથી. જે ઉત્તમોત્તમ કાર્યો સધાય છે, તે સંપમાં અને સમાગમમાં રહીનેજ થાય છે. વળી આ દુનિયામાં આત્મિક વાતો કંઈક સત્કારરૂપે આવવાથી માણસોના મન ઉપર વિશેષ સત્તા ભોગવે છે; તેથી મનુષ્યના સ્વભાવ પ્રમાણે દેવનું રાજ્ય સ્થાપન કરવા સારૂ, તેને પ્રગટ કરવા સારૂ, અને તેની વૃદ્ધિ કરવા સારૂ મંડળી એક સંપીલી સભા તરીકે ઉભી કરવામાં આવી છે; અને આવી રીતે એક બીજા સાથે જેડાએલાં સભાસદો જે ઉંચી પાયરીએ

ચઢે છે તે વડે, અને આમ એકત્ર થવાથી વધુ સત્તા અને બળ પામીને દુનિયા ઉપર સારી અસર કરી શકે છે.

એમ છતાં, જો મંડળી આના કરતાં કંઇક ચઢીઆતી ન હોય, તો તે માત્ર એક કુદરતી સમાજજ ગણાય. અને ઉમદા હેતુને માટે મનુષ્યોની કોઇ પણ બીજી સભા કરતાં તે વિશેષ દેવી ગણાય નહિ. પણ મંડળી વિષે ઇસુના શબ્દો જોકે થોડાજ છે, તો પણ તે ખાસ દેવી ગુણનો અધિકાર તેને આપે છે. અને તેને અલૌકિક શક્તિનું દાન આપવાનું વચન પણ આપે છે એમ માલમ પડે છે.

૧. પહેલું આપણને માલમ પડે છે કે, મંડળી એક દેવી સંસ્થા થવાને માટે સ્થાપવામાં આવી છે. જ્યારે માણસોનો એક સામાન્ય વિશ્વાસ અને ઉદ્દેશ હોય, ત્યારે તેઓ જેમ કુદરતી રીતે એક બીજા તરફ આકર્ષાઇને એકઠા થાય છે, તેમ આ મંડળી બનેલી નથી. તેનો દેવી સ્થાપનાર અને બાંધનાર ઇસુ છે. તે કહે છે કે, "હું મારી મંડળી બાંધીશ," તેથી ખ્રીસ્તની મંડળીના સભાસદ થવું, યા ન થવું એ કોઇ પણ ખ્રીસ્તીની મરજીની વાત નથી. તે તો પોતાના પ્રભુ પ્રત્યેની પોતાની અનિવાર્ય ફરજ છે.

૨. બીજું આપણને એમ માલમ પડે છે કે તેની એકતાનું બંધન પણ પ્રભુથી છે. આ બંધન શું છે? પીતર કે જેને ઇસુએ તે ઇમારત(મંડળી)ના પહેલા પત્થર તરીકે પસંદ કર્યો તેના દાખલા ઉપરથી તે આપણને માલમ પડે છે. પ્રભુ પરના તેના અસાધારણ વિશ્વાસને લીધે તે પસંદ કરવામાં આવ્યો હતો. પીતરે કબુલ કીધું કે, ઇસુ જીવતા દેવનો દીકરો ખ્રીસ્ત છે, અને તેના એ વિશ્વાસ વિષે ઇસુએ કહ્યું કે, "માંસે તથા લોહીએ નહિ, એટલે કોઇ પણ માણસે નહિ, પણ આકાશમાના મારા બાપે તને તે પ્રગટ કીધેલું છે." એ ઇશ્વરની પ્રેરણાથી થએલા વિશ્વાસને લીધેજ પીતરને અને બીજા પ્રેરિતોને તે પવિત્ર ઇમારતના પ્રથમ પત્થરો બનાવ્યા હતા, અને તેઓની પછીના બીજા શિષ્યોને તેની અંદર બાંધેલા છે (જુઓ માત્થી ૧૮; ૧૮ અને એફ. ૨; ૨૦). ઇસુ પોતે એ મંડળીનો સ્થાપનાર છે, અથવા બીજી રીતે બોલીએ તો તે તેનો એકલો પાયો છે; અને તે પાયા પર બંધાવાનો હક જેમ પીતરને તેના વિશ્વાસને લીધે મળ્યો તેમ જેટલા એવો વિશ્વાસ રાખે છે તેઓને પણ મળે છે.

અલબત કોઇ પણ વિશ્વાસનામાને મ્હોંથી અથવા બુદ્ધિથી સ્વીકારવું, તે બસ નથી, અને અંગીકારના જે શબ્દો પીતરે વાપર્યાં, તેન તેજ શબ્દો વાપરવા એવી કંઇ જરૂર નથી. ખરેખર જે એણે કહ્યું હતું તેનો અર્થ તે પોતેજ પુરેપુરો સમજ્યો ન હતો. ઇસુ એ ઇશ્વરનો સનાતન પુત્ર છે, એવી ખાતરી હજુ તેને પુરેપુરી થઇ હતી એમ ધારવાનું કંઇ કારણ નથી; પણ ઇસુ પર તે એવો વિશ્વાસ કરતો હતો કે તેને લીધે તે તેના પર તેના ખરા હ્રદયથી ભાવ રાખતો હતો, ને તે જ્યાં જાય ત્યાં તેની પાછળ પાછળ ચાલવા ચાહતો હતો. અને જે કોઇ માણસ ખરા અંતઃકરણથી ઇસુ પર એવો વિશ્વાસ રાખે છે, અને તેની આજ્ઞાઓનું પાલન કરે છે, તે મંડળીમાં દાખલ થવાની લાયકાત ધરાવે છે.

૩. ત્રીજું, આપણને માલમ પડે છે કે મંડળીને દૈવી બળ મળેલ છે. એ બળ ક્યાંથી આવે છે? મંડળીની મધ્યે હાજર રહેનાર ખ્રીસ્તથી મળે છે, અને તે તેના પવિત્ર આત્માનું દાન છે. મંડળી વિષેના પોતાના શિક્ષણમાં ઇસુ કહે છે કે, "જ્યાં બે અથવા ત્રણ મારે નામે એકઠા થએલા હોય ત્યાં તેઓની વચમાં હું છું" (માત્થી ૧૮; ૨૦) પોતાના લોકો સાથેનો સમાગમ તેને એટલો બધો પ્રિય લાગે છે, અને પોતાના રાજ્યના હેતુઓ માટે તે સમાગમ તે એટલો બધો કીમતી ગણે છે કે એને નામે જેઓ એકઠા થાય છે, અગરજો તેઓ માત્ર બે ત્રણ હોય, તો પણ તેઓની મધ્યે તે પોતે હાજર હોય છે. એથી પ્રાચીન કાળથી કહેવત ચાલે છે કે "જ્યાં ત્રણ જણ હોય છે, ત્યાં ખ્રીસ્ત છે," અને "જ્યાં ખ્રીસ્ત છે, ત્યાં મંડળી છે." ખ્રીસ્તની આ હાજરીથી મંડળી મોભાદાર અને સત્તાધારી થાય છે, અને તેની હાજરી સાથે જે આત્માનું દાન મળે છે, તે વડે મંડળી ઘણી તેજસ્વી બને છે; તે વડે તેમાં કૌવત, દિલાસો આપવાનો અધિકાર, ડહાપણ અને મનુષ્યોના આત્માઓને પારખવાની શક્તિ આવે છે. મુએલાંમાંથી તેના પુનરુત્થાન પછી ભેગી થએલી મંડળીમાં હાજર થઇને ઇસુએ કહ્યું, "તમને શાંતિ થાઓ, જેમ બાપે મને મોકલ્યો છે, તેમ હું પણ તમને મોકલું છું અને તેણે એમ કહીને તેઓ પર શ્વાસ નાખ્યો, ને તે તેઓને કહે છે "તમે પવિત્ર આત્મા પામો" (યોહ. ૨૦; ૨૧, ૨૨).

હવે આપણે ઇસુએ કહેલી મંડળીની સત્તા, જે આ દૈવી બળને યોગે પ્રાપ્ત થાય છે, તે વિષે વિચાર કરીએ.

(a) પ્રથમ તો મંડળીમાં ઇશ્વરની જે પ્રાર્થના કરવામાં આવે છે તે સાર્થક થાય છે. "જો પૃથ્વી પર તમારામાંના બે કંઈ પણ વાત સંબંધી એક ચિત્તના થઇને માગશે, તો મારા આકાશમાંના બાપથી તેઓને સારૂ તે કરાશે" (માત્થી ૧૮; ૧૯). એટલા થોડા એકઠા થાય, તો પણ એકઠાં મળીને પ્રાર્થના કરવી તે ખરેખર ઇશ્વરને માન્ય છે, અને તેનું કારણ એજ છે કે જેઓ ઇસુને નામે એકઠા થાય છે, તેઓની મધ્યે ઇસુ હાજર થાય છે, અને જે મંડળીમાં ઇસુ હાજર હોય, અને તેની પ્રેરણાથી પ્રાર્થના કરવામાં આવી હોય, તો તે પ્રાર્થના નિશ્ચે ઇશ્વર સાંભળશે. "જ્યાં બે અથવા ત્રણ મારે નામે એકઠાં થએલાં હોય, ત્યાં તેઓની વચમાં હું છું" (માત્થી ૧૮; ૨૦). આ વચનને જાહેર સાર્વજનિક ભક્તિની સનદ કહીએ તો તે વાજબી છે.

(b) વળી ખ્રીસ્તની હાજરીને લીધે મંડળીને માણસો ઉપર સત્તા અને અધિકાર આપવામાં આવ્યો છે. "હું તમને ખચિત કહું છું કે જે કંઇ તમે પૃથ્વી પર બાંધશો, તે આકાશમાં બંધાશે; ને જે કંઇ તમે પૃથ્વી પર છોડશો, તે આકાશમાં છોડાશે" (માત્થી ૧૮; ૧૮). મતલબ કે મંડળી પોતાના અધિકારથી અને વ્યવસ્થાથી જે કંઈ કરે છે, તે આકાશમાં માન્ય રાખવામાં આવે છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો મંડળીને એવી રીતે દોરવામાં આવશે કે તે ભૂલ કરશે નહિ, અને તેથી ઇશ્વર તેને કબુલ રાખશે, અને તેણે કરેલા નિર્ણયો પ્રભુના અધિકારથી કરેલા ગણાશે. વળી યોહાન ૨૦; ૨૩માં તેણે કહ્યું કે, "જેઓનાં પાપ તમે માફ કરો છો, તેઓનાં પાપ માફ કરાય છે, અને જેઓનાં પાપ તમે રાખો છો, તેઓનાં રખાય છે." મતલબ કે મંડળીને, એટલે ખ્રીસ્તના શિષ્યોની ટોળીને, આકાશના રાજ્યનું બારણું ઉઘાડવામાં અને બંધ કરવામાં, માણસોને માફીની ખાત્રી આપવામાં, અથવા તેઓનાં પાપ તેઓના ઉપર રખાય છે એમ જાહેર કરવામાં, એવી રીતે દોરવવામાં આવે છે કે આવી ગંભીર બાબતોમાં તે ભૂલ કરે નહિ એવી રીતે ઇશ્વર તેને સહાય આપે છે. પહેલપ્રથમ આવી સત્તા એકલા પીતરનેજ આપવામાં આવી હતી,

એમ માલમ પડે છે. "આકાશના રાજ્યની કુંચીઓ હું તને આપીશ," પણ પાછળથી એ સત્તા સમસ્ત મંડળીને આપેલી આપણે જોઇએ છીએ (માથ્થી ૧૮; ૧૮. યોહ. ૨૦; ૨૩. લુક ૨૪; ૩૩). આ ઉપરથી માલમ પડે છે કે મંડળીની બાબતમાં ઇસુનું જે ટુંકુ શિક્ષણ છે, તેમાં તે તેને એક દૈવી સંસ્થા તરીકે દેખાડે છે, પોતાની હાજરી વડે તેને ટકાવી રાખે છે, અને દેવના રાજ્યની બાબતોમાં તેને અલૌકિક સત્તા તથા અધિકાર આપે છે.

આ વાત ઘણા વાંચનારાને અજાયબ જેવી લાગશે અને હાલના જમાનામાં કોઇ પણ મંડળીને આટલી મોટી સત્તા આપવામાં આવી હોય એમ માનતાં તેઓ આંચકો ખાય. મંડળી વિષે ઇસુની વાત અને હાલની જે મંડળી આપણે જોઇએ છીએ, તે મળતી આવતી નથી એમ દેખાય છે, પણ મંડળીને આપેલાં ઇસુના વચનો ધ્યાનમાં રાખવાં જોઇએ, અને કેવી મંડળી વિષે તે બોલનો હતો તે પણ યાદ રાખવું જોઈએ. ખ્રીસ્ત તો સંપૂર્ણ મંડળી વિષે બોલે છે, અને એવી પરિપૂર્ણ મંડળી વિષે તે ખુલ્લી રીતે કહે છે કે તેનાં કૃત્યો તે મારાં અને ઇશ્વરનાં કૃત્યો છે, કારણ કે મારી સાથે અને ઇશ્વર સાથે તે નિકટનો સંબંધ ધરાવે છે. પણ દુનિયાદારીના વિચાર અને ઉદ્દેશને લીધે જેટલે દરજ્જે મારે નામે મંડળીના સભાસદોને ભેગા થતાં અટકાવ નડે છે, અને જેટલે દરજ્જે તેઓ પવિત્ર આત્માની દોરવણી સ્વીકારતા નથી, તેટલે દરજ્જે જે સત્તા સંપૂર્ણ મંડળીને આપેલી છે, તે કમી કરવામાં આવે છે, અથવા પાછી ખેંચી લેવામાં આવે છે. એ કારણને લીધે મંડળી જાણે છે કે તે સંપુર્ણ નથી, તેથી તેના ફેસલા ભૂલ વગરના છે, એવો દાવો તે કરી શકતી નથી. પણ ખ્રીસ્તનાં વચનો પર વિશ્વાસ અને ભાવના અભાવે કરીને મંડળીએ જે ખાસ કૃપા અને સત્તાનાં વચન ખ્રીસ્ત તેને આપે છે, તેમને તુચ્છ માનવાં જોઇએ નહિ. મંડળીનો કારભાર ચલાવવાને અને તેની સારી વ્યવસ્થા રાખવાને જેઓ સલાહ લેવા માટે એકઠા થાય છે તેઓની ખાસ ફરજ છે કે, ખ્રીસ્તને નામે તેઓએ પોતાનું કર્તવ્ય એવી રીતે બજાવવું કે પૃથ્વી ઉપર તેઓ જે બાંધે તે આકાશમાં પણ બંધાય. સ્થાનિક મંડળીઓની ફરજ છે કે ઇસુને નામે બે કે ત્રણ જણ ભેગા મળ્યા હોય, તો તેઓએ ઇસુના વચન પર એવો વિશ્વાસ રાખવો જોઇએ કે તેને નામે જે પ્રાર્થનાઓ કરવામાં આવે છે, જે બોધ કરવામાં

આવે છે, અને જે સંસ્કારો પાળવામાં આવે છે, તે નિ:શંસય સાર્થક થાય છે એવું તેઓ ખાતરીથી માને. તેમજ પાપની ક્ષમાને માટે જે મોટી સત્તા મંડળીને મળેલી છે, તે ભૂલી જવી જોઇએ નહિ. "જેઓનાં પાપ તમે માફ કરો છો, તેઓનાં પાપ માફ કરાય છે; અને જેઓનાં પાપ તમે રાખો છો, તેઓનાં રખાય છે" (યોહ. ૨૦; ૨૩). અલબત મંડળીએ જે કંઇ ભૂલમાં કીધું હોય, તે ઇશ્વર માન્ય રાખશે, એવો એ વચનનો અર્થ નથી. તેમજ મંડળી કોઇ પણ બાબતમાં પોતે જે ક્ષમા આપે છે, તે ક્ષમા ઇશ્વરે આપેલી છે, તે કહેવા ઉપરાંત વધુ કંઇ કરી શકે નહિ. પણ આમ કહેવું ઘણું લાભકારી અને સત્તાની રૂએ કહેલું કહેવાય. આપણે જાણીએ છીએ કે કોઇ માણસને તેના ભાઇઓ ક્ષમા કરે છે, તો તેથી તેના અંતઃકરણ પરનો બોજો હલકો થઇ જાય છે. જો તેણે પાપ કીધું હોય, અને પછી પસ્તાવો કીધો હોય, અને તે જાણીને જો તેના ભાઇઓ તેને પોતાની સંગતમાં પાછો દાખલ કરે; તો તેના મનમાં મોટી શાંતિ થાય છે. વળી તેઓ ખ્રીસ્તના સેવકો છે, અને તેઓને પવિત્ર આત્મા મળેલો છે એવી તેને ખરી ખાત્રી થાય, તો તેઓ જે માફી આપે, તે માફી ઇશ્વર તરફથી મળી છે, એમ તે ખરેખર માને. આવી રીતે શાંતિ પમાડવાની સેવાનું કામ જે મંડળીને સોંપવામાં આવ્યું છે, તે કરવાનું મંડળીએ ભૂલી જવું જોઇએ નહિ, અને વળી પાપ રાખવાની સત્તા જે તેને આપવામાં આવી છે, તેનો ઉપયોગ કર્યા વગર પણ તેણે રહેવું જોઇએ નહિ. જો કોઇ ભાઇ પાપ કર્યા કરતો હોય, તો તે કારણથી તેને ખ્રીસ્તમાં ભાઇ તરીકે ગણી શકાય નહિ, પણ તે "વિદેશી અથવા દાણી" ના જેવો થઇ ગયો છે, એમ જાણીને તેને મંડળીમાંથી બાતલ કરવાની સત્તાનો ઉપયોગ કરવાથી, મંડળી પાપની ભુંડાઇ સંબંધી સાક્ષી પુરી શકે છે, અને તેથી પાપ કરનાર માણસ તેના પાપનો પસ્તાવો કરે એવું સારૂં પરિણામ ઘણીવાર થાય (માત્થી ૧૮; ૧૭).

મંડળી વિષેના પ્રભુ ઇસુના ટૂંકા શિક્ષણમાં તેની સેવા વિષે ખુલ્લી રીતે કંઇ પણ કહેવામાં આવ્યું નથી. જગતમાંના બીજા સમાજોની માફક ખ્રીસ્તી મંડળીમાં અધિકારીઓ હોવા જોઇએ, અને તેની વ્યવસ્થા એવી રીતની કરવી જોઇએ કે તેના સભાસદોને તેમની પોતાની જુદી જુદી શક્તિ

અને બુદ્ધિ પ્રમાણે કામની વહેંચણી કરવામાં આવે. જે વખતે ઇસુ પૃથ્વી પર હતો, તે સમય દરમ્યાન તો ભાગ્યેજ કોઇ યોજના શરૂ થઇ હશે, અને ઇસુએ તેના શિક્ષણમાં તે વિષે કંઇ સૂચના પણ કરી નથી. બાર પ્રેરિતો મંડળીના બાર પત્થર છે.—હા, પાયાના મુખ્ય પત્થર છે. બાર પ્રેરિતો પાળકો વગેરે મંડળીના હોદ્દેદારોના પાયા તરીકે છે, એમ નહિ, પણ જેમ બાર પૂર્વજો જુના કરારની આખી જમાતના પાયા તરીકે ગણાતા હતા, તેમ તેઓ આખી ખ્રીસ્તી મંડળીના પાયા તરીકે છે; અને જે વચન પ્રેરિતોને મળ્યાં, તે સામાન્ય રીતે આખી મંડળીને માટે હતાં. જે વચનો વિષે હાલ આપણે વિવેચન કરીએ છીએ, તેની બાબતમાં પણ એમજ છે. જે ત્રણ વચનો માત્થી ૧૮; ૧૮, ૧૯, ૨૦ માં મળે છે, તે એ ને એ માણસોને સંબોધીને કહેલાં છે, તેથી એ વાત સિદ્ધ થાય છે. છેલ્લું વચન, જે સઘળી સત્તા વિષે બોલવામાં આવેલું છે, તે વચન બે કે ત્રણ ખ્રીસ્તી માણસોથી પાછું રાખવામાં આવ્યું નથી. વળી ઇશ્વરની માફીની જામીનગીરી તરીકે માફી આપવાની સત્તા (યોહ. ૨૦; ૨૩) અને પ્રથમ પીતરને આપેલી 'કુંચીઓની સત્તા' (માત્થી ૧૬; ૧૯) એકજ છે. તે એવી એક મંડળીને આપવામાં આવી હતી કે જે મંડળીમાં બાર પ્રેરિતો સિવાય બીજા સાધારણ શિષ્યો પણ હાજર હતા, એમ આપણે લુક ૨૪; ૩૩ ઉપરથી જાણીએ છીએ. આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે, કારણ કે મંડળીના અમુક હોદ્દેદારોનેજ તે હક આપવામાં આવ્યો હતો, અને તે હક અખંડ રીતે એક પછી એક એવા હોદ્દેદારોને અચુક આપવામાં આવ્યો હોય એવો દાવો કરવામાં આવ્યો હતો. તેને લીધે મંડળીમાં ઘણા દુરાચારો ઉત્પન્ન થયા છે એમ ખ્રીસ્તી મંડળીના ઇતિહાસ પરથી જણાય છે. ખ્રીસ્તી મંડળીમાં અધ્યક્ષોનું શું કામ છે, અને જે માણસોને ઇસુ હોદ્દા પર નિમે છે, તેઓને કયા કયા અધિકારો તે આપે છે, એ બાબતો મંડળીના ઇતિહાસ ઉપરથી તથા પ્રેરિતોનાં લખાણો ઉપરથી સમજી શકાય છે. ઇસુના આકાશગમન થયા પછીજ ખ્રીસ્તી મંડળીની ઉત્પત્તિ થઇ, અને તેની વ્યવસ્થાનું ચોક્કસ બંધારણ થયું; વળી તેની વ્યવસ્થામાં સુધારોવધારો થતો ગયો. જ્યાં સુધી ઇસુ આ જગતમાં દેહરૂપે હતો, ત્યાં સુધી જુદે જુદે સ્થળે જ્યાં બે કે ત્રણ

તેને નામે એકઠા થયા હોય, ત્યાં બધે હાજર થવાનું તેનું વચન ફળીભૂત થઇ શકેજ નહિ. એ વચન જે હતું તે ભવિષ્યને માટે હતું. વળી ઇસુના આકાશગમન પછી પચાસમાના દિવસ સુધી પવિત્ર આત્મા સંપૂર્ણ રીતે આપવામાં આવ્યો નહોતો. ખ્રીસ્તની મંડળીની દેવી સ્થાપના પૃથ્વી પર તે દિવસથી થએલી આપણે ગણીએ છીએ.

ઇશ્વરના રાજ્ય વિષે ખાતરી કરી આપવાનું, તેને પ્રગટ કરવાનું, અને તેની વૃદ્ધિ કરવાનું જે મંડળીનું ખાસ કાર્ય છે તેના બે ભાગ છેઃ—(अ) મંડળીના સભાસદોના વિશ્વાસને અને જીવનને પોષણ આપવાનું, અને (आ) જેઓ મંડળીની બહાર હોય, તેઓ મધ્યે સુવાર્તાનો ફેલાવ કરવાનું.

(अ) પહેલા હેતુને માટે આપણે જોઇએ છીએ કે ઇસુએ પોતાની મંડળીમાં જે સાધનો નક્કી કરેલાં છે તે નીચે પ્રમાણે છેઃ—(૧) એકઠા થઇને ભજનસેવા કરવી કે જ્યાં પોતે હાજર રહેવાનું વચન આપ્યું; (૨) નસિહત કે જે અમલમાં મૂકવાને તેણે પોતાની મંડળીને અધિકાર આપેલો છે તે; (૩) વળી પરસ્પરની પ્રીતિ અને સંભાળ કરવા વિષે ઇસુએ પોતાના શિષ્યોને આગ્રહપૂર્વક ફરમાવ્યું તે; (૪) બોધ આપવાનું તથા મંડળીના સભાસદોનું પાળણ કરવાનું જે પોતે આ પૃથ્વી પર કીધું હતું તે; (૫) બે ખાસ ધર્મક્રિયાઓ પાળવાનું, જે સાધારણ રીતે ધર્મસંસ્કારો કહેવાય છે તે. જે બે સંસ્કારો ઇસુએ સ્થાપ્યા તે મંડળીની માફક આપણા મનુષ્યસ્વભાવને અનુકૂળ હતા. આત્મિક અને અદૃશ્ય વાનાં જોકે તેઓ ઉત્કૃષ્ટ અને અગત્યનાં હોય, તો પણ સંસારી વિચારોના દબાણથી તેઓ ઉતરતા દરજ્જાનાં ગણાય એવો સંભવ છે, અને તેઓને કંઇક સ્વરૂપ આપવાથી તેઓ આપણાં મન ઉપર વધારે અસરકારક થાય છે. આપણે સ્પર્શ કરી શકીએ એવા ચિહ્નથી આપણા વિશ્વાસને ટેકો મળે છે, અને તે વડે અદૃશ્ય વસ્તુઓ આપણે વધારે મક્કમપણે ગ્રહણ કરી શકીએ છીએ. સંસ્કારો એવી ક્રિયા છે કે જેમાં જે આશિષો આપણને આપવામાં આવે છે, તે ઉપદેશ વડે આપવામાં આવે છે તેમ નહિ, પણ દૃશ્ય ચિહ્નો, કે જેમાં જેઓને આપણે જાણે પ્રત્યક્ષ રીતે જોઇ શકીએ, અને ખરી રીતે ગ્રહણ કરી શકીએ તેથી તેઓ આપણને પ્રાપ્ત થયાની વિશેષ ખાત્રી થાય છે. જે આશિષો ખ્રીસ્તના વચનથી આપણને આપવામાં

આવે છે તે સિવાય બીજી કોઇ આશિષો સંસ્કારો પાળવાથી આપણને પ્રાપ્ત થતી નથી. ઇસુ પોતાના વચન વિષે કહે છે કે, "જે વાતો મેં તમને કહી છે, તે આત્મા તથા જીવન છે" (યોહ. ૬ ; ૬૩) તેના કરતાં વધારે ઉમદા આશીર્વાદ સંસ્કારોથી આપણને મળી શકતા નથી, અને જેમ બોધ સાંભળવાથી આપણને આશીર્વાદ મળે છે તેજ રીતે સંસ્કાર પાળવાથી આશીર્વાદ પ્રાપ્ત થાય છે. જો આપણા અંતઃકરણમાં વિશ્વાસ અને સત્ય ન હોય, તો સંસ્કારો વડે આપણે કંઇ પણ શ્રેય પ્રાપ્ત કરી શકતા નથી. સંસ્કારો જાણે "દૃશ્ય વચન" અને "સ્પર્શ કરી શકાય એવો શબ્દ" હોય છે, અને તેઓને યોગ્ય રીતે પાળ્યાથી આપણા વિશ્વાસમાં ઘણી વૃદ્ધિ અને આશિષ મળી શકે છે.

ઇસુ આકાશમાં "લઇ લેવાયો" ત્યાર પહેલાં દેવના રાજ્યમાં દાખલ થવાના સંસ્કાર તરીકે તેણે બાપ્તિસ્માનો સંસ્કાર સ્થાપ્યો. "તમે જઇને સર્વ દેશનાઓને શિષ્ય કરો ; બાપ, દીકરા તથા પવિત્ર આત્માને નામે તેઓને બાપ્તિસ્મા આપતા જાઓ" (માત્થી ૨૮ ; ૧૯). શાસ્ત્રમાં ઇશ્વરના નામનો અર્થ એ છે કે ઇશ્વર જેવો પ્રગટ કરવામાં આવ્યો છે, તેવો તેને માનવો. બાપ્તિસ્માનો અર્થ એવો છે કે જે માણસને તે આપવામાં આવે છે તે માણસ ઇસુએ ઇશ્વર વિષે જે શિક્ષણ આપ્યું છે તે માની લે છે, ને દેવના રાજ્યમાં દાખલ થઇને તે ઇશ્વરને પોતાનો આકાશમાંનો બાપ તથા તારનાર તથા પવિત્ર કરનાર તરીકે કબૂલ કરે છે. જે માણસે બાપ્તિસ્મા લીધું છે તે ત્યાર પછી આવા વિશ્વાસમાંજ જીવન ગાળવા બંધાએલો છે. એ સંસ્કારમાં શુદ્ધ કરવાનું જે પાણી વાપરવામાં આવે છે તે ઇશ્વરના રાજ્યમાં દાખલ થવાથી મળેલા આશીર્વાદોની નિશાનીરૂપ છે, એટલે ખ્રીસ્તના રૂધિર વડે પાપોની માફી મળવી તથા તેના પવિત્ર આત્માના દાનથી અંતઃકરણની મલિનતાથી શુદ્ધ થવું. આ સંસ્કાર સ્થાપન કરતી વખતે ઇસુએ કહ્યું કે "જુઓ, જગતના અંત સુધી હું સર્વકાળ તમારી સાથે છું" (માત્થી ૨૮ ; ૨૦), એથી આપણને ખાતરી થાય છે કે જે આશીર્વાદો આપણને આપવાનું કહે છે તે આપવાને પ્રભુ ઇસુ સામર્થ્યવાન છે.

પ્રભુભોજનનો સંસ્કાર સ્થાપવામાં આવ્યો ત્યારે ઇસુના શબ્દો અને કૃત્યો (માત્થી ૨૬; ૨૬-૨૮. માર્ક ૧૪; ૨૨-૨૪. લુક ૨૨; ૧૯, ૨૦. ૧ કરીં. ૧૧; ૨૩-૨૫) શિખવે છે કે આ સંસ્કાર—(a) યાદગીરીનું જમણ છે–"મારી યાદગીરીને સારૂ એ કરો" (૧ કરીં. ૧૧; ૨૪). આ સંસ્કારમાં રોટલી અને દ્રાક્ષરસ એ ઇસુના ભંગાએલા શરીર અને વહેવડાવાએલા લોહીનાં ચિહ્ન છે. આ સંસ્કાર પાળવાથી સઘળા જમાનામાં ખ્રીસ્તી મંડળીમાં ઇસુ પરનો પ્રેમ તાજો ને તાજો રહ્યો છે, અને આપણા તારણને માટે ઇસુનું મરણ થયું એવો આપણો વિશ્વાસ દૃઢ રહે છે. (b) વળી પ્રભુભોજન તે ઇસુના મરણથી ઇશ્વર સાથે આપણો મિલાપ થયો છે, તેમ દેખાડે છે; જેમ જુના કરારના વખતમાં પાપાર્થાર્પણ ચઢાવનારા ઇશ્વરની સાથે મિલાપ પામ્યા, ને તે કારણથી તેઓ ઇશ્વરની આગળ આનંદોત્સવ કરતા, તેમજ પ્રભુભોજન પણ યજ્ઞ પછીના ઉત્સવ જેવો છે. વધસ્તંભ પરનું બળિદાન, જેને જોકે ઘણો વખત વીતિ ગયો છે, છતાં પાપના પ્રાયશ્ચિત્ત તરીકે ઇશ્વરની નજરમાં તેનું સાફલ્ય જરા પણ ઘટી ગયું નથી. આ મિલાપના ભોજનને માટે રોટલી ભાંગવી, અને દ્રાક્ષરસ રેડવો એ અર્પણનાં ચિહ્ન પુરતાં છે; એઓને યોગે જે આપણે સારૂ કરવાને ઇશ્વર શક્તિવાન છે, તે આપણા વિશ્વાસને આશરે આપણને મળે છે. (c) વળી પ્રભુભોજન જે આત્મિક અને અનંતકાળનું જીવન માણસોને આપવા સારૂ ઇસુ આવ્યો હતો, તે આપણને મળવાનો અને તેમાં આગળ વધવાનો પ્રસંગ છે. "જ્યાં બે અથવા ત્રણ મારે નામે એકઠા થએલા હોય છે, ત્યાં તેઓની વચમાં હું છું" (માત્થી ૧૮; ૨૦). એ વચન પ્રમાણે પ્રભુભોજનમાં ઇસુ હાજર હોય છે. તેની આજ્ઞા પ્રમાણે મેજ ઉપર રોટલી અને દ્રાક્ષરસ મૂકવામાં આવે છે; રોટલી ભાંગવામાં આવે છે, અને દ્રાક્ષરસ રેડવામાં આવે છે. એટલુંજ નહિ, પણ આપણે જોઇએ છીએ કે તેણે રોટલી લઇને કહ્યુ કે, "લો, ખાઓ, આ મારૂં શરીર છે;" અને વાટકો લઇને કહ્યું કે, "તમે સૌ એમાંનું પીઓ;" તેથી આ ક્રિયામાં તે આપણને કંઈ આપે છે, અને આપણે કંઈ પામીએ છીએ. વળી તેના તે પહેલાંના બીજા શબ્દો, એટલે કે "જે કોઇ મારૂં માંસ

ખાય છે, ને મારૂં લોહી પીએ છે, તેને અનંતજીવન છે" (યોહ. ૬ ; ૫૪), તે ઉપરથી એ ખુલ્લેખુલ્લું દેખાય છે કે જે આપણે પામીએ છીએ, તે તો જીવન છે; તે જીવન વિષે ઇસુ વારંવાર કહે છે કે તેનો આપનાર તે પોતે છે, અને વળી તે જીવન તેના બાપ પાસેથી તેને મળ્યું છે, અને જેને જગતનાં પાપને માટે બળિદાન તરીકે પોતાનો જીવ આપ્યા પછીજ તે આપણને આપી શકયો. એ જીવન તે આપણને આ સંસ્કારમાં આપે છે (યો. ૬ ; ૫૧).

(આ) હવે મંડળીનો જે બીજો મોટો ઉદ્દેશ છે તે વિષે આપણે વિચાર કરીએ. જેઓ મંડળીની બહાર છે, તેઓ મધ્યે દેવના રાજ્યની સુવાર્તાનો પ્રસાર કરવાનો છે, અને તેને માટે ઇસુએ પોતાના શિક્ષણમાં બે મોટાં સાધન દર્શાવ્યાં છે.

(૧) પહેલું સાધન તે મંડળીની એકતા છે,—એટલે ઇશ્વરની સેવામાં એકતા, અને પરસ્પર પ્રીતિ રાખવામાં તેની એકતા. આત્મિક જીવનમાં મંડળીની આવી એકતાથી જગત ઉપર ભારે અસર થાય. "વળી હું એકલા તેઓને સારૂ નહિ, પણ તેઓની વાતથી મારા પર જેઓ વિશ્વાસ કરશે, તેઓને સારૂ પણ વિનંતી કરૂં છું કે, તેઓ બધા એક થાય; ઓ બાપ, જેમ તું મારામાં અને હું તારામાં, તેમ તેઓ પણ આપણામાં થાય, એ સારૂ કે તેં મને મોકલ્યો છે, એવો જગત વિશ્વાસ કરે" (યોહ. ૧૭; ૨૦, ૨૧). આ સાક્ષી વધારે અસરકારક કરવાને માટે ઇસુએ પોતાના શિષ્યોને એક "નવી આજ્ઞા" આપી, અને તેઓને એક બીજા ઉપર ખાસ પ્રીતિ રાખવા વિષે આગ્રહપૂર્વક કહ્યું; "હું તમને નવી આજ્ઞા આપું છું કે, તમે પણ એક બીજા પર પ્રેમ કરો. જેવો મેં તમારા પર પ્રેમ કીધો, તેવો તમે પણ એક બીજા પર પ્રેમ રાખો, તો તેથી સર્વ માણસો જાણશે કે તમે મારા શિષ્ય છો" (યોહ. ૧૩; ૩૪, ૩૫).

(૨) ઇસુએ પોતાની સુવાર્તાના ફેલાવને સારૂ બીજું મોટું સાધન જે ઠરાવ્યું, તે એ છે કે દુનિયામાં મંડળીએ જે ઉપદેશ કરવો જોઇએ તે. આ મહાન કાર્યને માટે તેણે પોતાના શિષ્યોને કહ્યું, "આખા જગતમાં

જઈને આખી સૃષ્ટિને સુવાર્તા પ્રગટ કરો" (માર્ક ૧૬; ૧૫); "તમે જઈને સર્વ દેશનાઓને શિષ્ય કરો" (માત્થી ૨૮; ૧૯). પ્રભુએ એ આજ્ઞા આપી તેની સાથે જેઓ આ કામ કરવા જાય, તેઓની ગરજ પુરી પાડવાની તેણે તેઓને ખાતરી આપી છે. પોતે હમેશ તેઓની સાથે રહેશે, એવું તેણે તેઓને વચન આપ્યું છે કે, "જુઓ, જગતના અંત સુધી હું સર્વકાળ તમારી સાથે છું" (માત્થી ૨૮; ૨૦). તે કામને માટે જે જે દેશોમાં તેઓ જશે, ત્યાં ત્યાં પોતાની દૈવી સત્તાની મદદ તેઓને આપવાની તેણે ખાતરી આપી. "આકાશમાં તથા પૃથ્વી પર સર્વ અધિકાર મને અપાયો છે" (માત્થી ૨૮; ૧૮), અને માત્થીના દશમા અધ્યાયમાં ધર્મોપદેશકોને પુષ્કળ સલાહો અને ઉત્તેજનો આપેલાં છે; કેટલીક સૂચનાઓ માત્ર તે સમયને માટે હતી (દાખલા તરીકે, સમરૂનીઓના શહેરમાં જવું નહિ) પણ તે અધ્યાયના પાછલા ભાગમાં જે સૂચના આપવામાં આવી છે, તે સર્વ જમાનાને માટે આપેલી છે. તે અગાઉથી ચેતવણી આપે છે કે લોકો તમારી વિરૂદ્ધ થશે, પણ પોતાના અનુભવ ઉપરથી તથા ભવિષ્યમાં જે મોટો જય થવાનો છે તેના વિચારથી, તે ઉપદેશકોને હિમ્મત આપે છે (માત્થી ૧૦; ૨૪-૨૮, ૩૪-૩૯). જે ઇશ્વરબાપના હુકમ વગર એક ચલ્લી પણ જમીન ઉપર પડતી નથી તે તમારી સંભાળ કરશે, એવી તે ખાત્રી આપે છે (૨૯-૩૧). વળી તેઓને સોંપેલા કાર્યના મહત્ત્વ વિષે અને તેઓના બોધથી જે ઘણું અગત્યનું પરિણામ આવશે, તે સંબંધી તેણે તેઓને કહ્યું કે, "જે તમારો આવકાર કરે છે તે મારો આવકાર કરે છે; ને જે મારો આવકાર કરે છે, તે મારા મોકલનારનો આવકાર કરે છે" (૪૦); "જે તમારો નકાર કરે છે, તે મારો નકાર કરે છે; ને જે મારો નકાર કરે છે તે મારા મોકલનારનો નકાર કરે છે" (લુક ૧૦; ૧૬).

ઇસુ પોતાની મંડળી વિષે જે શિક્ષણ આપે છે, તેનું આ પ્રમાણે અવલોકન કીધા પછી બે બાબતો ખાસ કરીને ધ્યાનમાં રાખવા જેવી જણાય છે. (૧) ઇસુના શિષ્યોમાં જે એકતા તેની નજરમાં ભારે અગત્યની છે (મંડળીને વાસ્તે તેમ જગતને વાસ્તે પણ અગત્યની છે) તે જાળવવાને માટે આપણાથી જેટલું બને તેટલું કરવું; અને (૨) આખી

ખ્રીસ્તી મંડળી તથા દરેક ખ્રીસ્તી સમાજ પ્રભુને માટે પવિત્ર સંસ્થા છે તે ધ્યાનમાં રાખવું જોઇએ. પ્રભુને દહાડે આપણી મંડળીઓમાં આત્મિક બળનો તથા આશિષનો વધારો કરનારા કોણ છે? જેઓ માત્ર બુદ્ધિમાં કે સંપત્તિમાં કે દરજ્જામાં વિખ્યાત છે તેઓ નહિ, પણ જેઓ ખરા અંતઃકરણથી ઇસુને નામે આવે છે, અને જેઓ ત્યાં હાજર હોવાને લીધે પ્રભુ પોતે હાજર રહે છે, અને મંડળીને માન તથા અધિકાર આપે છે, અને પવિત્ર આત્માનું દાન આપે છે. એવા ખરા ભક્તો ગરીબ કે અભણ હોય તો પણ તેઓને લીધે પ્રભુ મંડળી પર આશીર્વાદો રેડી દે છે.

## ૨. કુટુમ્બ.

મંડળી વિષે ઇસુના શિક્ષણનો અભ્યાસ કર્યા પછી, કુટુંબની બાબતમાં તે શું કહે છે, તે વિષય ઉપર હવે આપણે લક્ષ લગાડીએ. ઇતિહાસના પુરાવા પ્રમાણે મનુષ્યોની અને પ્રજાઓની કિમ્મત અને કલ્યાણ મોટે ભાગે કૌટુંબિક રહેણીકરણી પર આધાર રાખે છે. યહુદી પ્રજા કે જેમાં ઇસુનો જન્મ થયો, અને જેઓને તેણે બોધ આપ્યો તે લોકોની રહેણીકરણી ઉચ્ચ પાયરીએ પહોંચી ચૂકી હતી, એમ આપણે યુસફ તથા મરિયમ, અને ઝખાર્યાહ તથા એલીસાબેતના ઘરકુટુંબના દાખલાઓ ઉપરથી સમજી શકીએ છીએ. તે કુટુંબની આવી રહેણીકરણી એ ઇશ્વર પરની તેઓની ખરી શ્રદ્ધાને લીધે હતી, અને દેવના દીકરાને જગતમાં મોકલવા પહેલાં જે તૈયારી કરવામા આવી તેનો એક અગત્યનો ભાગ તે હતો, અને જ્યારે ઇસુની બાલ્યાવસ્થા અને જુવાનીમાં તેને યુસફ અને મરિયમના હવાલામાં સોંપવામાં આવ્યો, ત્યારે તે કુટુંબને એવી પ્રતિષ્ઠા આપવામાં આવી કે જેવી કોઇ ખ્રીસ્તી કુટુંબને કદી આપવામાં આવી નથી. પોતાના પ્રાચીન સંપ્રદાય પ્રમાણે અને તેઓના શાસ્ત્રને આધારે યહુદીઓ માનતા હતા કે ઇશ્વરે પોતે કુટુંબની સ્થાપના કરી હતી, પણ ઇસુએ તેમાં સુધારો કીધો. તેણે કહ્યું કે સૃષ્ટિની મૂળ યોજના પ્રમાણે લગ્ન તોડી નહિ શકાય, એવો ઇશ્વરનો ઠરાવ હતો. પુરૂષ અને સ્ત્રીની ઉત્પત્તિ વિષે જે હકીકત શાસ્ત્રમાં મળે છે તે યાદ કરાવીને તેણે નિર્ણય કીધો કે, "તેઓ બે નથી, પણ એક છે" (માર્ક ૧૦; ૮); અને ઐક્ય ઇશ્વરે નિર્માણ કીધેલું

હોવાથી, તેને કોઇ માણસ તોડી શકે નહિ. મુસાના નિયમ પ્રમાણે ફારગતી આપી શકાતી હતી, તે એ શરતે કે તે ફારગતી લેખિત કરવી જોઇએ. તેને લેખિત કરવાનો હેતુ એ હતો કે વિચાર કરવાનો અને મનમાં દયા લાવવાનો વખત મળે. તે વિષે ઇસુએ કહ્યુ કે જો તેઓનાં અંતઃકરણ કઠણ ન હોત, તો ફારગતી આપવાની રીત ઉભી નહિ થાત. તેણે શિખવ્યું કે વ્યભિચાર થયાને લીધે એકતાનો ભંગ થયો હોય, તોજ ફારગતી આપી શકાય. લગ્ન તે માત્ર મનુષ્યની ગોઠવણ નથી. "દેવે જે જોડયું છે," ઇસુના એ શબ્દોથી દરેક લગ્ન વિશેષ ગંભીર અને પવિત્ર ક્રિયા ગણાય છે. વળી ત્યાર પછીના ઇસુના શબ્દો "તેને માણસે જુદું ના પાડવું" (માર્ક ૧૦ ; ૯) તે ઉપરથી મંડળીને તથા રાજ્યના કાયદા ઘડનારાને એવી સૂચના મળી છે કે જેનો અનાદર થવો ન જોઇએ.

કુટુંબની બાબતમાં ઇસુના શિક્ષણમાં એક બીજી જાણવા જેવી વાત છે, એટલે નાનાં બાળકોને એટલું બધું માન આપવાનું તેણે ફરમાવ્યું, અને તે એવાં કારણોથી ફરમાવ્યું છે કે તેથી આપણને હજી આશ્ચર્ય લાગે છે. "આ નાનાઓમાંના એકને તમે ના વખોડો, માટે સાવધાન રહો, કેમકે હું તમને કહુ છું કે આકાશમાં તેઓના દૂત મારા આકાશમાંના બાપનું મ્હો સદા જુએ છે" (માત્થી ૧૮ ; ૧૦) ; "જે કોઈ મારે નામે એવા એક બાળકનો અંગીકાર કરે છે, તે મારો અંગીકાર કરે છે" (માત્થી ૧૮ ; ૫).

જો કોઇ પુછે કે કુટુંબ અને મંડળી,—અથવા કુટુંબ અને દેવનું રાજ્ય—એ બન્ને દૈવી સંસ્થા હોવાથી, તેઓ વચ્ચે શો સંબંધ છે? તેનો ટૂંકામાં ઉત્તર એ છે કે કુટુંબ એ કુદરતી નિયમાનુસાર દેવી સંસ્થા છે, કે જે મનુષ્યની ઉત્પત્તિના વખતથી છે ; અને મંડળી એ આત્મિક નિયમાનુસાર દૈવી સંસ્થા છે. મંડળી તો દેવનું રાજ્ય છે, પણ તે હજી સુધી પૂર્ણતાએ પહોંચેલું નથી ; અને જ્યારે કોઇ પણ કુટુંબમાં ધણીધણીઆણી ખ્રીસ્ત પરના વિશ્વાસથી તેમના પ્રભુની સાથે જોડાએલાં હોય છે, ત્યારે તે કુટુંબ પણ દેવના રાજ્યની પાયરીએ ચઢે છે, અને તે મંડળીનો એક ભાગ થાય છે. આ વાતનું પ્રતિપાદન કરવાને યાદ રાખવું જોઇએ કે,

કૌટુંબિક જીંદગીનો અસલ અને અવિકારી નિયમ એવો છે કે તન અને મનની બન્ને બાબતોમાં છોકરાંઓનો આધાર તેઓનાં માબાપ ઉપર રહેલો હોય છે. તેઓ પોતાનાં માબાપની આજ્ઞાને આધીન છે એટલુંજ નહિ પણ માબાપ સાથેનો તેઓનો કુદરતી સંબંધ એવો છે કે તેઓ સ્વાભાવિક રીતે માબાપના વિચારો ગ્રહણ કરે છે, અને માબાપ જે જે માને છે તે તેમનાં છોકરાં ઘણું કરીને માનનારાં થાય છે. કુટુંબની એકતા એવી છે કે તેમાંની દરેક વ્યક્તિ બીજાની સાથે નિકટનો અને બહુ અગત્યનો સંબંધ ધરાવે છે; અને માતપિતાનું નૈતિક અને આત્મિક જીવન છોકરાંઓની જીંદગીમાં દાખલ થઇને તે ઉપર તેનાં ગુણલક્ષણની છાપ પાડે છે; એ કારણથી માબાપો જો ખ્રીસ્ત સાથે જોડાએલાં હોય તો તેઓનાં છોકરાં પણ તેની સાથે જોડાએલાં હોય; એ પાઉલના વચનમાં દર્શાવેલું છે. "જો જડ પવિત્ર હોય, તો ડાળીઓ પણ પવિત્ર" (રૂમી. ૧૧; ૧૬); અને આ વાત ઇસુએ માન્ય કીધેલી છે, કારણ કે છોકરાના બાપના વિશ્વાસને લીધે તેણે તેને આશીર્વાદ દીધો. જ્યારે ભૂત વળગેલા છોકરાને ઈસુ આગળ લાવવામાં આવ્યો, ત્યારે ઇસુએ તેના બાપને કહ્યું:— "વિશ્વાસ રાખનારને સર્વ શકય છે," અને જ્યારે બાપે ઘાંટો પાડીને કહ્યું કે, "હું વિશ્વાસ કરૂં છું, મારા અવિશ્વાસ વિષે મને મદદ કર" (માર્ક ૯; ૨૩, ૨૪) ત્યારે ઇસુએ તે છોકરાને સાજો કીધો. એમજ માબાપો પોતાનાં નાનાં બાળકોને તેની પાસે લઇ આવ્યાં, ત્યારે તેણે કહ્યું, "બાળકોને મારી પાસે આવવા દો, ને તેઓને વારો મા; કેમકે દેવનું રાજ્ય એવાંઓનું છે.........અને તેણે તેઓને પોતાની બાથમાં લીધાં, અને તેઓ પર પોતાના હાથ મૂકીને તેઓને આશીર્વાદ દીધો" (માર્ક ૧૦; ૧૪-૧૬). આ ઉપરથી આપણે જોઇએ છીએ કે એકંદરે જોતાં ખ્રીસ્તી કુટુંબ દેવના રાજ્યનો એક ભાગ છે. ખ્રીસ્તી બાળકો તેઓના જન્મથીજ દેવનાં છે, એ વાત યાદ રાખીને તેઓને ઉછેરવાં જોઇએ. પાઉલના માનવા પ્રમાણે તેઓ "પ્રભુમાં" છે (જુઓ એફે. ૬; ૧); અને શરૂઆતથીજ છોકરાંઓને બોધ કરવો જોઇએ કે તમે ખ્રીસ્તનાં છો, અને ઈશ્વરને "બાપ" કહેવાનો તમારો અધિકાર છે. આ હક બાપ્તિસ્માથી કંઈ તેઓને મળે છે એમ નથી; કારણ

ખ્રીસ્તી કુટુંબમાં તેમનો જન્મ થયાથી તેઓને તે હક પ્રાપ્ત થઈ ચૂકયો પણ જે જે આશિષો તેઓ પામ્યાં છે તેની બાપ્તિસ્મા તો એંધાણી ા મુદ્રા છે, અને તેઓનાં માબાપના વિશ્વાસને તે મદદગાર થઇ છે, અને તે બાબત તેઓને પાછળથી જે બોધ આપવામાં આવે છે, ો પોતાની તે પદવી સાચવી રાખવાને, તેના હકો વાપરવાને, અને નાં છોકરાં તરીકેની આશામાં રહેવાને તેઓ દૃઢ થાય તેને માટે તે ૪ણુત સાધનભૂત થઈ પડે છે.

# अध्याय १३.

## જગતના અંત વિષે ઈસુનું શિક્ષણ.

જગતનો નિર્માણ કરેલો અંત કેવો છે?—એ વિષે મનુષ્યોના તર્કવિતર્ક—એ વિષે ઇસુ શું શિખવે છે?—(૧) ભુંડાઈ ઉપર ભલાઈની જીત થવાની છે. (૨) આ પરિણામ માણસના દીકરાના આગમન વડે થવાનું છે, (૩) તેના આગમન વખતે સર્વ માણસોનું પુનરૂત્થાન અને સર્વનો ન્યાયચુકાદો થશે. ન્યાયચુકાદાના નિયમો:- (I) **મંડળીનો** ન્યાય બે કસોટી પ્રમાણે થશે. (a) ચાલચલગતની, અથવા ખ્રીસ્તના આગમન વિષે તૈયાર રહેવા સબંધીની. (b) ખ્રીસ્તને માટે બજાવેલી સેવાની. (II) જેઓ મંડળીની બહાર છે તેઓનો ન્યાય ખ્રીસ્તના ભાઈઓ પ્રત્યે તેમની વર્તણુક પ્રમાણે થશે.—જગતનો ન્યાય થશે ત્યારે ઈન્સાફમાં જે કંઈ બાકી કે અધુરૂં, તે પૂરૂં કરવામાં આવશે; સર્વનો ઉદ્ધાર થશે એવો બોધ આપેલો નથી. (૪) અંતનો વખત—ઈસુનો બેવડો ઉત્તર; આનું કારણ, (૫) ત્રણ રીતે દર્શાવેલું ઇસુનું આગમન—(૧) તે પરાક્રમ આપનારૂં છે, (૨) ઐતિહાસિક છે, (૩) ન્યાયકાળના સંબંધનું છે. ૬. મંડળીની તથા પ્રભુના સેવકોની લાયક વૃત્તિ—આશા રાખવી, સાવધાન રહેવું અને પ્રાર્થના કરવી

દુનિયાનું ભવિષ્ય કેવું થવાનું છે? મનુષ્યમાત્રના ઇતિહાસનો અંત આવશે કે નહિ? ને જો આવે તો કેવી રીતે આવશે? શું તે ઇતિહાસનું કંઇ લક્ષ્યબિંદુ છે, અને કંઇ નિર્માણ કીધેલું પરિણામ છે કે જે તરફ તે વધે છે? આવા પ્રશ્નો, કે જે તરફ હરકોઈ માણસનું મન સ્વાભાવિક રીતે આકર્ષાય તેનો ઉત્તર કોણ આપી શકે?

જો આપણે વિજ્ઞાનશાસ્ત્રીઓને પૂછીએ, તો તેઓ કદાપિ એવો જવાબ આપે કે અવલોકન પરથી અમે એવું અનુમાન કરીએ છીએ કે જગત અને તેમાં રહેનારા સર્વ જીવનો અંત નિશ્ચે આવશે. તેઓ જુએ છે કે સૂર્યની ગરમી કમી થતી જાય છે. સૂર્યની ગરમી ઉપર જીવનનો આધાર છે; જે વસ્તુઓ વડે સૂર્ય પોતાની ગરમી ટકાવી રાખે છે, તે વસ્તુઓને સૂર્ય ધીમે ધીમે ખપાવી નાખતો હોય તેમ માલમ પડે છે, અને અમુક સમય વિત્યા બાદ સૂર્યનું બળવું થઇ રહે અથવા તે એવો થંડો થઇ જાય કે આ પૃથ્વી મનુષ્યજીવન ટકાવી રાખવાને લાયક રહે નહિ, અને એમ

થાય ત્યારે મનુષ્યની જીંદગીનો આખરે અંત આવ્યા વગર રહેજ નહિ. જેમ હાલ ચાલે છે તેમ ને તેમ ચાલ્યાં કરે તો આવું પરિણામ આવે, એમાં કોઇ તરેહનો સંશય નથી અલબત તેવું થવા માટે હજી ઘણોજ કાળ જોઇએ. પણ જો માણસોનું છેવટનું પરિણામ આવું હોય, અને જેમ ઝાડ સુકાઇને ઠુંઠું થઇ જાય છે તેમ તેનો નાશ થઇ જાય, તો માણસની જીંદગીનું રહસ્ય અને તેની કિમ્મત કંઇજ રહેવાનાં નથી.

જો આપણે એ સવાલ નીતિશાસ્ત્રવેતાઓ, કે જેઓ સદ્ગુણ અને દુર્ગુણની તુલના કરીને મનુષ્યોની પ્રગતિ અથવા તેઓની અધોગતિ વિષે અનુમાન કરે છે તેઓને પુછીએ, તો તેમાંના કેટલાક એવો જવાબ આપે કે આ દુનિયામાં કોઇ પણ દિવસ અસત્ય ઉપર સત્યનો, ભુંડાઈ ઉપર ભલાઇનો, પુરેપુરી રીતે જય થશે એવી આશા રાખવાનું કંઇ કારણ મળતું નથી. મનુષ્યોની જીંદગીમાં સારૂં અને ખોટું એ બે એટલે સુધી સમતોલ રાખવામા આવ્યાં છે કે તેઓ વચ્ચેનો ઝઘડો ઘણું કરીને નિરંતર ચાલ્યાંજ કરવાનો, અને તેમાં સારાની કોઇ પણ દિવસ ફતેહ થનાર નથી. એથી ઉલટું કેટલાએક વિદ્વાનો દુનિયાને માટે અને જનસમાજને માટે એવી આશા રાખે છે કે, આપણે વધારે ને વધારે સારા થતા જઇશું. ધીમે ધીમે પણ ખાત્રીભરેલી રીતે નૈતિક અને સામાજિક ઉન્નતિ થશે, ને તે એટલે સુધી કે આ દુનિયા પૂર્ણતાએ પહોંચશે અને મનુષ્યની જીંદગી તદન સુખી અને સદ્ગુણી થઇ જશે.

આમાંનો કયો ઉત્તર ખરો છે એ કોણ કહી શકે? માણસોમાં આટલુ બધું મનોબળ છતાં અને તેઓએ આટલી બધી શોધો કીધી છે તેમ છતાં, પોતાની શી ગતિ થશે અથવા આ જગતના ઇતિહાસની શ્રેણી કેવી થશે એ કહેવાને આપણે જરા પણ શક્તિમાન નથી, એ શું આશ્ચર્ય જેવું નથી? આ વિષય ઉપર મનુષ્યોના તર્કવિતર્ક ઘણા તરેહવાર અને એક બીજાથી વિરૂદ્ધ છે, પણ તે ઉપરથી કંઇ પણ ચોક્કસ ખુલાસો મળતો નથી. હવે એ વિષે સુવાર્તામાં ઇસુ જે આપણને કહે છે તે તરફ લક્ષ આપીએ. મનુષ્યના ભવિષ્ય સંબંધી ઇસુના શબ્દો પર આપણે વિશ્વાસ કેમ રાખીએ છીએ? એનું કારણ એ છે કે આપણને ખાતરી થાય છે કે ઇસુ ઇશ્વરને ઓળખે છે અને આખી સૃષ્ટિના નિયંતાની સાથે તેનો

સમાગમ છે તેથી તેની સાક્ષી વજનદાર છે; અને એના શબ્દો આપણા અંતઃકરણમાં જેવા ઠસી જાય છે, તેવા બીજા કોઇના પણ શબ્દો ઠસી શકતા નથી. તેનું શિક્ષણ અધિકારયુક્ત શિક્ષણ છે.

આખરે શું થશે એ વિષે ઇસુનું શિક્ષણ શું છે, તે માત્થીના ૨૪મા અને ૨૫મા અધ્યાયમાં તેનું જે મોટું ભાષણ છે, તેમાં આપેલું છે (એની ટુંકી હકીકતો માર્ક ૧૩ અને લુક ૨૧માં છે). વળી લુક ૧૭; ૨૨-૩૭: ૧૯; ૧૧-૨૭. યોહ. ૫; ૨૮, ૨૯ વાંચો. વળી "તે દિવસ" અથવા "છેલ્લો દિવસ" તે સંબંધી બીજી ઘણી જગાએ ઇસુએ વાત કરી છે.

ભવિષ્ય સંબંધીના ઇસુના શિક્ષણના આ સંગ્રહમાંથી નીચે જણાવેલા મુખ્ય નિર્ણયો કરી શકાયઃ—

૧. પ્રથમ આપણે શીખીએ છીએ કે મનુષ્યનો ઇતિહાસ કંઇ હેતુ વિનાનો નથી. તેનું એક ખાસ લક્ષ્ય છે, જેની તરફ તે નિત્ય દોરાય છે, અને તેનું પરિણામ જયવંત થશે. સત્ય અને અસત્ય વચ્ચે લાંબા વખતથી ચાલતા આવેલા યુદ્ધનો અંત આવશે, અને આખરે સત્યનો વિજય થશે. દેવનું રાજ્ય એ ઇસુના શિક્ષણનો મોટો વિષય હતો, અને તે વિષે તેણે કહ્યું કે તે રાજ્ય અહિં આપણી મધ્યે, આપણાં અંતઃકરણમાં પણ, છે. તે અંકુરરૂપે આપણામાં છે, ને જોકે તે હજી અધુરૂં છે, તો પણ તે કોઈ દિવસ સંપૂર્ણતાએ પહોંચશે. જે રાજ્યને આપણે હાલ "કૃપાનું રાજ્ય" કહીએ છીએ, તે તો "મહિમાવાન રાજ્ય" થવાનું છે. જે પ્રાર્થના પ્રભુ ઇસુએ આપણને શિખવી છે તેનો છેવટનો તથા સંપૂર્ણ ઉત્તર એવો થશે કે, "તારૂં રાજ્ય આવો, જેમ આકાશમાં તેમ પૃથ્વી ઉપર તારી ઇચ્છા પુરી થાઓ."

૨. આ મહિમા રફતે રફતે અને પ્રગતિના સુધારાને માર્ગે આવશે એમ નથી. અલબત સુવાર્તાનો પ્રચાર તેને માટે તૈયારી કરે છે. છાપવાની કળાની શોધ અને ઝડપથી દેશોદેશમાં પર્યટન કરવાનાં આધુનિક સાધનો મદદરૂપ થઇ પડે છે. મનુષ્યના ઇતિહાસમાં પણ અમુક સમયો "ઇશ્વરના દિવસો" કહેવાય છે; જેમાં ઇશ્વરનું બળ પ્રગટ થાય છે ને મોટા સુધારા તથા ફેરફારો થાય છે, તેથી પણ અંત વધારે ને વધારે પાસે આવતો જાય

છે. પણ છેવટનું મોટું પરિણામ આવ્યા પહેલાં ભારે ઉથલપાથલ અને અકસ્માતો થશે. ઇસુ તો દેવના રાજ્યનો રાજા છે, તે રાજ્યની ઉત્પત્તિ તેનામાંજ થઇ હતી. તે તેનો સ્થાપનાર હતો, અને જે આત્મિક બળ વડે તે વધતું જાય છે, અને જેથી તે જય પામે છે, તે બળ તે પુરૂં પાડે છે. વળી તે આખી સૃષ્ટિનો પ્રભુ છે (માત્થી ૨૮ ; ૧૮), અને તે સૃષ્ટિના સર્વ નિયમોને દેવના રાજ્યને આધીન કરશે; અને તેનું પ્રત્યક્ષ આગમન થશે ત્યારે ઇતિહાસની ધીમી ગતિ બદલીને અને સર્વ દુષ્ટાઇ ઉપર પૂર્ણ રીતે વિજય મેળવીને તે રાજ્યને તેના સંપૂર્ણ સ્વરૂપમાં લાવશે. "માણસનો દીકરો પોતાના દૂતોને મોકલશે, ને ઠોકર ખવડાવનારી બધી વસ્તુઓને તથા ભુંડું કરનારાઓને તેના રાજ્યમાંથી તેઓ એકઠાં કરશે......ત્યારે ન્યાયીઓ પોતાના બાપના રાજ્યમાં, જેમ સૂર્ય પ્રકાશે તેવી રીતે પ્રકાશશે" (માત્થી ૧૩ ; ૪૧-૪૩).

૩. આ બીના તેના આગમનને વખતે જે માણસો જીવતાં હશે તેઓનેજ લાગુ પડશે એટલુંજ નહિ, પણ માણસમાત્રને તે લાગુ પડશે. ખ્રીસ્તના આગમનને વખતે મરણ પામેલાં બધાં પાછાં જીવતાં થશે, અને બધાંનો ન્યાય થશે. આપણા પ્રભુના શિક્ષણમાં અથથી તે ઇતિ સુધી તે કહે છે કે તે વખતે હું જાતે મનુષ્યમાત્રનો ન્યાય કરીશ. "એવી વેળા આવે છે કે જેમાં સર્વ જેઓ કબરોમાં છે તેઓ માણસના દીકરાની વાણી સાંભળશે, અને બહાર નીકળશે; જેઓએ સારાં કામ કીધેલાં છે તેઓ જીવનનું ઉત્થાન પામવા સારૂ, ને જેઓએ ભુંડાં કામ કીધાં છે, તેઓ દંડનું ઉત્થાન પામવા સારૂ બહાર નીકળી આવશે" (યોહ. ૫ ; ૨૮, ૨૯). "માણસનો દીકરો પોતાના બાપના મહિમામાં પોતાના દૂતો સુદ્ધાં આવશે, ત્યારે તે પ્રત્યેકને તેનાં કામ પ્રમાણે ફળ ભરી આપશે" (માત્થી ૧૬ ; ૨૭).

તેના મોટા ભવિષ્યવાદના છેલ્લા ભાગમાં (માત્થી ૨૪ ; ૪૫-૨૫ ; ૪૬) ઇસુ ન્યાયનાં પ્રત્યક્ષ સંદર્શનો આપે છે, અને જોકે આ સંદર્શનો મોટે ભાગે દૃષ્ટાંતના રૂપમાં છે, છતાં જે મોટા નિયમાનુસાર તે મનુષ્યોનો ન્યાય કરશે તે તેમાં આપણને સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવેલું છે.

(૧) પહેલું તે મંડળીનો ન્યાય કેવી રીતે કરશે, તે આપણે જોઇએ છીએ. બે ચાકરોની, દસ કુમારિકાઓની, અને એક માણસે પરદેશ જતાં પોતાના ચાકરોને તાલંતો આપેલાં તેની દૃષ્ટાંતરૂપ કથાઓ (માત્થી ૨૪; ૪૫–૨૫; ૩૦) સ્પષ્ટ રીતે તેના પોતાના સેવકોને લાગુ પડે છે, અને તેઓના શિક્ષણનો સાર એ છે જે તે મોટે દિવસે એ સઘળાનો ન્યાય બે કસોટી (ધોરણ) પ્રમાણે કરવામાં આવશે. (*a*) એક કસોટી ગુણલક્ષણની; અને (*b*) બીજી કસોટી ખ્રીસ્તની સેવા સંબંધીની. આપણને કદાચ એવું લાગે કે તે દિવસે ઇસુ પરના વિશ્વાસની કસોટીને આધારે ન્યાય કરવામાં આવશે. પણ તેના શિક્ષણ પરથી ખુલ્લી રીતે જણાય છે કે માણસોનાં લક્ષણ અને કરણી ધ્યાનમાં રાખીને તેમના વિશ્વાસનાં ફળપરથી તેઓનો ન્યાય થશે તેથી ન્યાયચુકાદો એવા ધોરણ ઉપર થશે કે જેમ ન્યાય કરનારને તેમ મનુષ્યમાત્રને પણ તે વાજબી લાગશે. પહેલું દૃષ્ટાંત મંડળીના કારભારીઓ વિષે છે, અને બીજું મંડળીના સાધારણ સભાસદો વિષે છે. બન્નેનો ન્યાય તેઓનાં લક્ષણ પ્રમાણે આપવામાં આવ્યો છે, અને તેઓના પ્રભુના આગમનને માટે તેઓ ઉત્સુક હતા કે કેમ તે ધ્યાનમાં લેવામાં આવશે. આ ઉપરથી તેઓનાં અંતઃકરણની સ્થિતિ જણાઇ આવશે. તેને આવવાને હજી વિલંબ થશે એમાં જો તેઓએ આનંદ માન્યો હશે, અને તેથી પાપમાં ને પાપમાં તેઓ મચી રહ્યા હશે (માત્થી ૧૪; ૪૯), અથવા જો તેના આવવાની (માત્થી ૨૫; ૫) નજીકની આશા નાશ પામવાથી તેઓ દુનિયાની મોહજાળમાં ફસાઈ પડેલા માલમ પડે, અને આત્મિક જીવન વિષે બેપરવા રહીને તેને માટે કંઇ તૈયારી કરવામાં ચૂકયા હશે (માત્થી ૨૫; ૩) તો તેઓને દોષિત ઠરાવવામાં આવશે. પણ જે કંઇ તેઓને સોંપવામાં આવ્યું હોય તે વિષે જો તેઓ નિમકહલાલ રહ્યા હશે, તો તેનો બદલો તેઓ પામશે (માત્થી ૨૪; ૪૭) અને સનાતન આનંદમાં તેઓને દાખલ કરવામાં આવશે (માત્થી ૨૫; ૧૦).

ત્રીજા (તાલંતના) દૃષ્ટાંતમાં આપણે જોઇએ છીએ કે તે દિવસે ઇસુ પોતાના સેવકોનો ન્યાય તેઓએ કીધેલી સેવાના પ્રમાણમાં કરશે. જેઓએ તેમની જીંદગીમાં મળેલી તકોનો સારો ઉપયોગ કીધો હશે, તેઓને તે ઘણી શાબાશી આપશે; તેઓ ઇસુના આનંદમાં દાખલ થશે, અને

(લુક ૧૯ માં મહોર વિષેનું દૃષ્ટાંત શિખવે છે તે મુજબ) તેઓ દરેકને તેના વિશ્વાસુપણા અને ફતેહના પ્રમાણમાં વધારે ઉંચી પદવીએ ચઢાવવામાં આવશે. પણ પેલો નકામો ચાકર, જેણે કંઇ નફો મેળવ્યો નહિ, મતલબ કે જેણે માત્ર પોતાના સ્વાર્થનોજ વિચાર કીધો, અને પોતાની જીંદગીના ગુજારામાં ખ્રીસ્તને માટે કંઇ સારૂં કામ કરવાની જેની ઇચ્છા નહોતી, તેને "બહારના અંધકારમાં નાખશે; ત્યાં રડવું અને દાંત પીસવું થશે."

(૨) માત્થીના પચીસમા અધ્યાયને અંતે આપેલું ન્યાયકરણનું દર્શન--જેના કરતાં માણસોને માટે વિશેષ ગંભીર અને ઉત્કૃષ્ટ બીજું કંઇ પણ લખવામાં આવ્યું નથી-તેમાં ઇસુ સંબંધી જેઓ અજ્ઞાન હતા, તેઓનો ન્યાય કયા ધોરણ ઉપર કરવામાં આવશે, તે બનાવવામાં આવે છે. આ ન્યાયકાળનું વર્ણન એવા વિદેશીઓ ને વિધર્મીઓ વિષે છે એમ માનવામાં આવે છે, કારણ કે—(*a*) ખ્રીસ્તના ભાષણમાં મંડળી સંબંધીનાં દૃષ્ટાંતો પછી તે આવે છે; (*b*) "સર્વ લોકો તેની સમક્ષ એકઠા કરવામાં આવશે;"—'લોકો' શબ્દનો અર્થ તે સમયના વપરાશ પ્રમાણે 'અન્ય ધર્મીઓ' થતો હતો; (*c*) ૩૭મા અને ૪૪મા વાક્યોમાં જે ઉત્તર આપવામાં આવે છે, તેમાં એ ખુલ્લેખુલ્લું દેખાઈ આવે છે કે જેઓનો ન્યાય અહિં કરવામાં આવશે, તેઓને ખબર નહોતી કે પોતાના ભાઇઓની સેવા જેઓ કરે છે તેઓ ઇસુની સેવા કરે છે; અને જ્યારે તે તેઓના સમજવામાં આવશે ત્યારે તેઓને આશ્ચર્ય લાગશે. તે વખતે જેમ મંડળીમાંના લોકોના બે ભાગ તેઓની વર્તણુક પ્રમાણે કરવામાં આવશે, તેમજ વિધર્મીઓના પણ બે ભાગ પાડવામાં આવશે, અને તેઓએ બીજા માણસો પ્રત્યે જેવી વર્તણુક ચલાવી તેવી વર્તણુક તેઓએ પ્રભુ પ્રત્યે ચલાવી એમ તે માનશે, અને તેમને કહેશે-"હું ભુખ્યો હતો ત્યારે તમે મને ખાવાનું આપ્યું," અને બીજાને એમ કહેશે કે "તમે ફલાણું મારે માટે કીધું નહિ," "અને એઓ સર્વકાળિક શાસનમાં જશે, પણ ન્યાયીઓ સર્વકાળિક જીવનમાં જશે."

આ પ્રમાણે ન્યાયને માર્ગે ચાલનારાઓને તેઓની સારી ચાલનો આવો બદલો મળે, ને અધર્મી ને સ્વાર્થી માણસો ઉપર આપત્તિ આવે એ સહુ કોઇને વાજબી લાગે એમ છે. આ જગતમાં દુષ્ટ માણસોને

ઘણી વાર જય મળે છે તે બાબત, અને મનુષ્યોની જીંદગીમાં ન્યાયની ઘણી ખામીઓ આપણા દીઠામાં આવે છે, તે વિષેનો શક દૂર કરવામાં આવે છે. ન્યાય ચૂકવવા બાબત જે કંઇ અધુરૂં કે બાકી રહ્યું હશે તેનું પુરે-પુરૂં નિરાકરણ કરવામાં આવશે. "ઉઘાડું નહિ કરાશે એવું કંઇ ઢાંકેલું નથી, અને જણાશે નહિ એવું કંઇ ગુપ્ત નથી" (માત્થી ૧૦; ૨૬). "જે હરેક નકામી વાત માણસો બોલશે, તે સંબંધી ન્યાયકાળે તેઓને જવાબ આપવો પડશે" (માત્થી ૧૨; ૩૬).

પણ શું આ પરિણામથી મનુષ્યના અંતઃકરણને સંતોષ મળે છે? શું આપણે એવી આશા રાખતા નથી કે શેતાનનાં સઘળાં કામોનો સંપૂર્ણ નાશ એક દિવસે થશે, અને ઇશ્વરનો પ્રેમ પૂર્ણ રીતે જય પામીને મહિમાનું એવું રાજ્ય ઉભું કરશે કે જેમાં સર્વ ભુલા પડેલાઓને પણ આખરે લાવવામાં આવશે? આવી અભિલાષા ઇશ્વરના પોતાના અંતઃકરણને અનુકૂળ હશે એમ માનવાનું કારણ આપણને મળે છે, અને તે સર્વનો પિતા છે તે પરથી એવું અનુમાન કરવું વાજબી લાગે છે. ઇશ્વર "ઇચ્છે છે કે સઘળાં માણસ તારણ પામે" (૧ તીમ. ૨; ૫); અને જ્યારે આપણે સઘળાં માણસોના તારણની અભિલાષા રાખીએ, તો આપણે તેના જેવા છીએ એમ કહી શકાય. પણ જો આપણે પુછીએ કે શું આ અભિલાષા ફળિભૂત થશે? તો જેટલું જ્ઞાન હાલ આપણે ધરાવીએ છીએ તે ઉપરથી ખાત્રીપૂર્વક જવાબ ભાગ્યેજ આપી શકાય. સુવાર્તાઓમાં જે શબ્દોનું ભાષાન્તર આપણે 'દુનિયાનો અંત' એવો કરીએ છીએ, તેનો અર્થ યુગની અથવા જમાનાની પૂર્ણતા એવો થઈ શકે. વળી જે શબ્દનો અર્થ 'સનાતન' કરીએ છીએ, તેનો અર્થ વાસ્તવિક રીતે જોતાં 'યુગના યુગો સુધી પહોંચે' એવો થાય છે. એ પરથી કેટલાક વિદ્વાનો એમ ધારે છે કે આ ભવિષ્યવાણીમાં ઇસુ આપણને નવી વ્યવસ્થાક્રાન્તિ વિષે, અને તે નવી વ્યવસ્થા કેમ ચાલશે તે વિષે કહે છે. પણ તેનું પરિણામ શું થશે, તે વિષે કંઇ કહેતો નથી. તે ઉપરથી તેઓ માને છે કે ન્યાયચુકાદાને દિવસે જેઓને દોષિત ઠરાવવામાં આવશે, તેઓને માટે પણ આશા રાખી શકાય છે. પરંતુ એ ગંભીર સવાલનું વિવેચન આ લઘુ પુસ્તકમાં થઇ શકે એમ નથી. એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે આપણા પ્રભુના શબ્દોથી

આપણાં મન પર દૃઢ છાપ પાડવામાં આવે છે કે આ હાલનું જીવન એ તારણ પામવાની ખાસ તક છે; અને આ બાબત વિષે જે છેલ્લો બોધ ઇસુ કરે છે, તેમાં મનુષ્યોની બે ટોળીઓ પાડેલી જોવામાં આવે છે.

૪. જગતનો અંત, અને ઇસુનું ફરી આવવું કયારે થશે તે પ્રશ્ન હજી બાકી રહેલો છે. આ બાબત વિષે મોટી મુશ્કેલી એ છે કે ઇસુનાં વચનો એક બીજાથી વિરૂદ્ધ દેખાય છે. એક વખતે તેણે સ્પષ્ટ રીતે કહ્યું કે, "હું તમને ખચિત કહું છું કે, આ બધાં પુરાં થશે ત્યાં સુધી આ પેઢી ગુજરી નહિ જશે" (માત્થી ૨૪; ૩૪). વળી બીજે પ્રસંગે તેણે એમ કહ્યું કે, "હું તમને ખચિત કહું છું કે, અહિં જેઓ ઉભા છે, તેઓમાંના કેટલાએક એવા છે કે માણસના દીકરાને તેના રાજ્યમાં આવતો દેખશે, ત્યાં સુધી મરણ પામશેજ નહિ" (માત્થી ૧૬; ૨૮). ગિબન, રેનાન અને બીજા વિદ્વાનોએ કહ્યું છે કે, ઇસુ પોતે એવું ધારતો હતો કે મનુષ્યોની એક પેઢી જેટલી મુદતની અંદરજ દુનિયાનો અંત આવશે એમાં તો કશી જાતની શંકા છેજ નહિ. અલબત એવી જો ઇસુએ આશા રાખી હોય, તો તેમાં તેની ભૂલ છે, પરંતુ એનાં ભાષણોમાં એ બાબત વિષે હેરફેર જોવામાં આવે છે. એક ઠેકાણે તે કહે છે કે, અંત કયારે થશે તે હું જાણતો નથી. "પણ તે દહાડા તથા તે ઘડી સંબંધી બાપ વગર કોઇ જાણતો નથી, આકાશમાંના દૂતો નહિ, ને દીકરો પણ નહિ" (માર્ક ૧૩; ૩૨). અને એક પેઢીની અંદર જગતનો અંત આવશેજ એમ કહેવાને બદલે તે વારંવાર એવી સૂચના કરે છે કે તેને હજી ઘણી વાર છે. સુવાર્તા કેવી રીતે ફેલાઇ જશે, તે વિષે બોલતાં તે ખમીરની ઉપમા આપે છે, ને જેમ લોટમાં ખમીર પસરી જાય છે તેમ ખમીરરૂપી 'દેવનું રાજ્ય' આખી દુનિયામાં પસરી જશે, એમ તે કહે છે. પણ એ કામ એકજ પેઢીમાં પુરૂં થાય એવી આશા રાખી શકાય નહિ. વળી તે કહે છે કે, "સર્વ પ્રજાઓને સાક્ષી થવા સારૂ રાજ્યની આ સુવાર્તા આખા જગતમાં પ્રગટ કરાશે, ને ત્યારે અંત આવશે" (માત્થી ૨૪; ૧૪). ભુંડા ચાકર વિષેના દૃષ્ટાંતમાં તે ધણીના આવવામાં વિલંબ થશે એવું સૂચવે છે. વળી બીજા દૃષ્ટાંતમાં વરના થોભવા વિષે તે બોલે છે. તે કહે છે કે "વિદેશીઓના સમયો પુરા થશે ત્યાં લગી યરૂશાલેમ વિદેશીઓથી ખુંદી નંખાશે"

(લુક ૨૧ ; ૨૪). એ ઉપરથી આપણે સમજીએ છીએ કે જેમ ઇસ્રાએલી પ્રજાનો ન્યાય થતો તે અગાઉ સુધરવાની તકનો લાંબો કાળ તેઓને મળ્યો હતો, તેમ વિદેશીઓનો છેલ્લો ન્યાય થશે ત્યાર પહેલાં લાંબો કાળ વિતી જશે. આપણા પ્રભુએ એ બાબત વિષે આમ બે પ્રકારનાં વચનો કહ્યાં તેનો શો ખુલાસો હશે ? ઘડીકમાં તેનો આવવાનો વખત લગભગ ચોક્કસ જણાય છે, ઘડીકમાં તે ચોક્કસ જણાતો નથી ; ઘડીકમાં પાસે, ઘડીકમાં દૂર ; ઘડીકમાં અણધાર્યો વહેલો, ને ઘડીકમાં અણધાર્યો મોડો દેખાય છે.

આપણે યાદ રાખવું જોઇએ કે ખ્રીસ્તના આવવા બાબત બે બિના છે, ને તે બન્નેને આગમન કહે છે. એ બેની વચ્ચે ઘણા કાળનો અંતર રહેલો છે. એ જ્યારે આપણે ધ્યાનમાં લઇએ છીએ, ત્યારે આ ગુંચવાડાનો ખુલાસો મળે એમ છે.—(૧) યરૂશાલેમનો નાશ, કે જે તે પેઢીની અંદર થયો (ઇ. સ. ૭૦), અને તેથી ખરૂં જાતાં યહુદી મંડળી અને ઇસ્રાએલી પ્રજાનો ન્યાય પ્રગટ રીતે ચૂકવવામાં આવ્યો હતો ; (૨) ખ્રીસ્તી મંડળીનો અને દુનિયાની તમામ દેશજાતિઓનો છેલ્લો ન્યાય થશે. આપણા પ્રભુના ભાષણની શરૂઆતમાં ખુલ્લેખુલ્લી રીતે યરૂશાલેમ શહેર અને તેનો છેલ્લો ઘેરો ઘાલવા વિષે કહેવામાં આવ્યું છે. "એ માટે ઉજડની અમંગળપણા[ની નિશાણી] જ્યારે તમે પવિત્ર જગાએ ઉભેલી જુઓ……ત્યારે જેઓ યહુદાહમાં હોય, તેઓ પહાડો પર નાસી જાય" (માત્થી ૨૪ ; ૧૫). આ ચેતવણી અક્ષરસઃ માન્યાથી ઇસુના સર્વ અનુયાયીઓ (એટલે ખ્રીસ્તીઓ) યરૂશાલેમના ઘેરામાંથી વખતસર નાસી જવા પામ્યા. પણ આગળ એજ અધ્યાયના ૨૯, ૩૦ અને ૩૧મા વાકયોમાં અને ૨૫મા અધ્યાયમાંના છેલ્લા ભાગમાંઃ—"જ્યારે માણસનો દીકરો આવશે" અહિંથી વાંચીએ તો ખુલ્લું દેખાય છે કે તે જે કહેવામાં આવેલું છે તે 'દુનિયાના અંત' વિષે અને છેલ્લા ન્યાયચુકાદા વિષે કહેવામાં આવેલું છે. ત્યારે એવું જણાય છે કે "એ બધાં પુરાં થશે ત્યાં સુધી આ પેઢી ગુજરી નહિ જશે" એ વચન ઇ. સ. ૭૦માં જે ઇસુનું આગમન થયું તે વિષે સમજવું જોઇએ ; અને "તે દહાડા તથા તે ઘડી સંબંધી બાપ વગર કોઇ જાણતો નથી……" વગેરે શબ્દો, તે છેલ્લા ન્યાયચુકાદાને લગતા સમજવા જોઇએ.

પણ આપણને ગુંચવાડામાં નાખે એવી રીતે આ બે છેક નિરાળી બાબતોને શા માટે ભેળસેળ કરી નાખવામાં આવી હશે? એનો ઉત્તર એ છે પોતાનાં બે આગમન પોતાના શિષ્યોને માટે છુટાં પાડવાનો ઇસુનો વિચાર નહોતો. એક બીજાને મળતાં આવે એવાં તે બે આગમન છે. દરેક આગમનમાં એક ખાસ યુગનો અંત સુચવેલો છે, એક તો યહુદીઓના સંબંધીનું, અને બીજું ખ્રીસ્તીઓના તથા આખા જગત સંબંધીનું. એક બીજાની સાથે તેઓ મળતાં આવે છે, અને જે શબ્દો પહેલા વિષે સાચા પડે છે, તે ઘણીવાર વધારે બહોળા અર્થમાં બીજા વિષે સાચા પડે છે. વળી ઇતિહાસને લગતો જે નિયમ છે કે તે કાળક્રમ પ્રમાણે વર્ણવવામાં આવે, તેવો કંઇ ભવિષ્યવાણીનો નિયમ નથી. ભવિષ્યવાણીની મુખ્ય મતલબ એવી નથી કે તે વિષે અટકળ આગળથી બાંધવી, પણ તેથી માણસોના મન પર છાપ પાડવામાં આવે અને ઇશ્વર પ્રત્યે માણસોમાં યોગ્ય ભાવ ઉત્પન્ન થાય. આવા ઉદ્દેશથી પોતાનાં બે આગમનના સમયોને જુદા રાખવાને બદલે ભેગી દેવાનું આપણો પ્રભુ પસંદ કરે તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. જેમ હિમાલયનાં બે શિખરો આપણે દૂરથી જોઇએ, એક આગળ ને બીજું તેની પાછળ અને જેમ ચિત્રમાં તેઓ પાસે પાસે દેખાય છે, અને જ્યાં સુધી પાસેના પહાડ આપણે ઓળંગીએ નહિ ત્યાં સુધી તેઓની વચ્ચે રહેલી મોટી ખીણ દૃષ્ટિગોચર થાય નહિ, તેમ પ્રભુનાં બે આગમન કે જેની વચ્ચે લાંબો કાળ રહેલો છે, તેઓ તેના શિષ્યોને પાસે દેખાતાં હતાં.

૫ માત્થીના ૨૪મા અને ૨૫મા અધ્યાયમાં આપેલાં ભાષણો ઉપરાંત જો યોહાન ૧૪; ૧૮માં આપેલા શબ્દો "હું તમારી પાસે આવીશ" અને તે સુવાર્તામાં આવેલા તેના છેલ્લા ભાષણમાંના બીજા એવા શબ્દો વિષે વિચાર કરીએ, તો આપણા પ્રભુનું 'આગમન' જુદા જુદા અર્થનું છે, એમ માલમ પડે છે. આપણા પ્રભુના આગમન વિષેની વાત ત્રણ બાબતો ધ્યાનમાં રાખવાથી વધારે સારી રીતે દર્શાવી શકાય એમ છે. (૧) તે **પરાક્રમ આપનારૂં** છે, "હું તમારી પાસે આવીશ" (યોહ. ૧૪; ૧૮), ને તેનું વચન તેના પવિત્ર આત્માના આવવાથી ફળિભૂત થયું છે. પોતાના લોકોને તેથી નવું જીવન તથા નવું બળ મળ્યાં. (૨) તે **ઐતિહાસિક** છે. મંડળીના ઇતિહાસમાં જે "મહાન દિવસો" થયા અને થાય છે તેમાં

પ્રભુ પોતાના લોક પાસે આવે છે. દાખલા તરીકે યરૂશાલેમનો નાશ, રૂમી સામ્રાજ્યની પડતી, ધર્મસુધારો (માર્ટિન લ્યુથર આદિને હસ્તે જે સોળમી સદીમાં થયો તે); ફ્રાન્સની રાજ્યક્રાન્તિ, અને આપણા પોતાના વખતના ઐતિહાસિક મોટા બનાવો વગેરે. આ પ્રમાણે દુનિયાનો ન્યાય ઇસુ નિરંતર કર્યા કરે છે. આ બે પ્રકારનાં આગમન અકસ્માતરૂપ નહિ, પણ કાર્યક્રમ-રૂપ છે. આ વાત ઉપરથી ઇસુએ પ્રમુખ્ય યાજકને જે ગંભીર અને કડુ વચન કહ્યું હતું તે આપણને સમજાશે. 'હવે પછી' એટલે હમણાંથી માંડીને તે આવનાર કાળમાં "માણસના દીકરાને પરાક્રમના જમણા હાથ પર બેઠેલો, તથા આકાશના મેઘો પર આવતો તમે જોશો" (મ'ત્થી ૨૬ ; ૬૪). પણ આ ચાલુ ક્રિયા પરાક્રમને લગતી હોય, કે ઇતિહાસને લગતી હોય, તો પણ તેમાં આપણા પ્રભુના આગમનનો પુરેપુરો અર્થ સમાવી શકાતો નથી. "દુનિયાનો ઇતિહાસ એ દુનિયાનો ન્યાયચુકાદો છે" એમ જે કોઇ વખત કહેવામાં આવે છે તે અમારૂં માનવું નથી. તે શિવાય જગતને અંતે દુનિયાનો ન્યાય થશે એ નિઃસંદેહ છે, એવું માનીએ છીએ. વળી આપણે માનીએ છીએ કે આખરના ન્યાયને માટે ઇસુ પ્રત્યક્ષ મહિમામાં આવશે, અને તે વખતે જગતના ઇતિહાસમાં દેવે જે કીધું તે સર્વ તેણે સારૂં કીધું એમ કબુલ કરવામાં આવશે, અને પ્રત્યેક મનુષ્યને અદલ ઇન્સાફ મળશે. વળી છેલ્લા ન્યાયનું એક ખાસ લક્ષણ એ છે કે તે જાહેર રીતે આપવામાં આવશે, ને તેની શિક્ષા પણ જાહેર રીતે થશે. જે કારણસર શિક્ષા કરવામાં આવશે, તે પણ સર્વની રૂબરૂ કહેવામાં આવશે, અને સર્વ મનુષ્યો તે નજરોનજર જોશે.

૬. આ મહાન બીના ભવિષ્યમાં નિઃસંશય બનવાની છે. માત્ર કયે વખતે તે બનશે, તેટલુંજ ચોક્કસ નથી. તે વિષે મંડળીની અને ઇસુના શિષ્યોની વૃત્તિ કેવી હોવી જોઇએ? એ સવાલનો જવાબ ઇસુ પોતે આપે છે. તેઓએ તેની આશા રાખવી અને તે વિષે સાવધાન રહેવું. જે દિવસે ખ્રીસ્ત રાજા તરીકે આવશે તે મોટા દિવસની આશા તેઓ રાખે; તેના આગમનના વિચારથી તેઓ ખુશી થાય. ન્યાયાસન પર બેસીને જે શબ્દો તે ઉચ્ચારશે, તેનો વિચાર કરતાં તેઓનાં મનમાં બીકની સાથે શુભ આશા ઉત્પન્ન થશે, અને મહિમાવંત રાજ્ય સ્થાપિત થશે તે વિચારથી

તેઓને મોટો દિલાસો મળશે. તે કહે છે કે, "આ વાતો થવા લાગે ત્યારે તમે નજર ઉઠાવીને તમારાં માથાં ઉચાં કરો, કેમકે તમારો ઉદ્ધાર પાસે આવ્યો છે" (લુક ૨૧ ; ૨૮).

પણ જગતના અંત વિષેનાં આ ભાષણોમાં આશાજનક શબ્દોની સાથે સાથે ફરી ફરીને ચેતવણીરૂપી ઘંટ વગાડીને સાવધાન રહેવાની સૂચના પણ તે આપે છે. "હરવખત જાગતા રહો, ને વિનંતી કરો કે, આ બધું જે થવાનું છે, તેમાંથી બચી જવાને તથા માણસના દીકરાની આગળ ઉભા રહેવાને તમે પ્રબળ થાઓ" (લુક ૨૧ ; ૩૬). "અને જે હું તમને કહું છું તે સર્વને પણ કહું છું કે જાગતા રહો" (માર્ક ૧૩ ; ૩૭). આનો અર્થ કંઈ એવો થતો નથી કે આપણે ગભરાઇ જઇને એમ માની બેસીએ કે આપણા ઉપર અંત ઝઝુમી રહ્યો છે, અથવા તે ઘણો નજીક છે. એનો અર્થ એવો પણ ન સમજવો કે જે મનુષ્યો તેના આગમનનો ચોક્કસ સમય પવિત્ર શાસ્ત્રમાંથી તાણીતાસીને ખેંચી કાઢવાને પ્રયત્ન કરે છે, તેઓ આપણા પ્રભુની આજ્ઞા ઉત્તમ રીતે પાળે છે. ખરેખર તે "કાળ અને સમય" "બાપે પોતાને સ્વાધીન રાખ્યા છે" (પ્રે. કૃ. ૧ ; ૭); અને જે દીકરાથી પણ ગુપ્ત રાખેલું છે તે જાણવા સારૂ તેમ તે બીજાઓને સમજાવવા સારૂ માણસોએ ફાંફાં મારવાં, એ ખોટું છે. સાવધાન રહેવું તેની મતલબ એ છે કે બે મોટી બાબતો—ખ્રીસ્તનું આપણી પાસે આવવું, અને આપણું તેની પાસે જવું,—તેનું આગમન અને આપણું મરણ—જે આપણા કલ્યાણને અર્થે ઇશ્વરે ગુપ્ત રાખેલું છે, એ બન્નેને માટે સ્વદમન કરતાં આપણે હરહમેશ તયાર રહેવું જોઇએ. આ જાગૃતિથી મોટી અસર એ થશે કે ખ્રીસ્ત હાલ આપણી પાસે હાજર છે, એમ જાણીને આપણે વધારે વિશ્વાસુપણાથી વર્તવાને પ્રયત્ન કરીશું. ઇસુ સાથે હાલનો સમાગમ—એ ખ્રીસ્તી માણસની પવિત્રતા અને ફળદ્રુપપણાનું મોટું મૂળ અને રહસ્ય છે, અને તેના પુનરાગમનની આશાની ઉત્તમ અસર એ થાય છે કે પ્રભુની તરફ આપણે આપણું હૃદય નિરંતર ખુલ્લું રાખીએ છીએ. "જેમ ડાળી વેલામાં રહ્યા વિના ફળ આપી નથી શકતી, તેમ તમે પણ મારામાં રહ્યા વિના ફળ આપી શકતા નથી.......મારાથી નિરાળા રહીને તમે કંઇ કરી શકતા નથી" (યોહ. ૧૫ ; ૪, ૫). વળી સાવધાનીના અર્થમાં જેમ ગ્રહણ

કરવું સમાએલું છે તેમ તેમાં ઉદ્યોગીપણું પણ સમાએલું છે. તે મોટા દિવસે વિશ્વાસુ ચાકર કહી શકશે કે, "સાહેબ, તારી એક મહોરે બીજી દસ મહોર પેદા કીધી છે" (લુક ૧૯; ૧૬). વળી તેમાં બીજી એક વાત સમાએલી છે કે જેને આપણે ખ્રીસ્તી વેરાગ્ય એવું નામ આપી શકીએ છીએ. જોકે ઇસુ પોતાના બોધમાં એમ દર્શાવે છે કે આપણી માનવી પ્રકૃતિ ઇશ્વરથી રચાઇ છે, અને તેથી તેનો સદ્દુપયોગ કરવો જોઇએ, તો પણ તે કહે છે કે, "જો તારો હાથ અથવા તારો પગ તને ઠોકર ખવડાવે, તો તેને કાપી નાખીને ફેંકી દે; તારા બે હાથ અથવા બે પગ છતાં તું અનંત અગ્નિમાં નંખાય, એ કરતાં ઠુંઠો અથવા લગડો થઇ જીવનમાં પેસવું તારે માટે સારૂં છે, અને જો તારી આંખ તને ઠોકર ખવડાવે તો તેને કાઢી નાખીને તારી પાસેથી ફેંકી દે. તારી બે આંખ છતાં તું નર્કાગ્નિમાં નંખાય, એ કરતાં કાણો થઇ જીવનમાં પેસવું તારે માટે સારૂં છે" (માત્થી ૧૮; ૮, ૯). મતલબ કે ખ્રીસ્તી માણસે પોતાની આજુબાજુની પરિસ્થિતિ ધ્યાનમાં લઇને પોતાની આત્મિક ઉન્નતિ થાય એ માટે ખાસ યત્ન કરવા જોઇએ. તે પોતાની ઇચ્છાઓને અને લાગણીઓને અંકુશમાં રાખવાને નિત્ય સંભાળ રાખશે.

જાગતા રહેવાની સાથે ઇસુ પ્રાર્થના કરવાનું પણ કહે છે. "તમે જાગતા રહો, અને પ્રાર્થના કરો" (માત્થી ૨૬; ૪૧). "દરેક પ્રસંગે જાગતા રહો, ને વિનંતી કરો" (લુક ૨૧; ૩૩). "સાવધાન રહો, જાગતા રહીને પ્રાર્થના કરો" (માર્ક ૧૩; ૩૩). આ જગાએ પ્રાર્થનાના સંબંધમાં પ્રભુના ઉત્તમ શિક્ષણ તરફ આપણે લક્ષ આપવું જોઇએ. (જુઓ માત્થી ૬; ૫-૧૫: ૭; ૭-૧૧: ૯; ૩૮: ૧૮; ૧૯: ૨૬; ૩૬-૪૨. માર્ક ૧; ૩૫: ૬; ૪૬: ૯; ૨૯: ૧૧; ૨૨-૨૫. લુક ૯; ૧૮, ૨૮: ૧૧; ૧-૧૩: ૧૮; ૧-૮: ૨૩; ૩૪, ૪૬. યોહ. ૧૪; ૧૩: ૧૫; ૭: ૧૬; ૨૩, ૨૬, ૨૭: ૧૭).

પ્રાર્થનાની વિરૂદ્ધ ઘણા વાંધાઓ ઉઠાવવામાં આવ્યા છે. કેટલાક કહે છે કે કુદરતનું નિયમિતપણું અખંડ છે, અને જે જે વસ્તુઓ કુદરતી નિયમના વિસ્તારમાં આવી જાય છે, તે બાબત પ્રાર્થના કરવી વાસ્તવિક નથી. વળી ઇશ્વરની સર્વજ્ઞતા, અને તેણે બધી વસ્તુઓનું ચોક્કસ

નિર્માણ અગાઉથી કર્યું છે, તેથી તેના વિષે પ્રાર્થના કરવી વ્યર્થ છે એવું કહેવામાં આવ્યું છે. કેટલાક કહે છે કે પ્રાર્થના માત્ર આપણને ઇશ્વરની ઇચ્છાને આધીન થવાને શક્તિમાન કરે છે. કોઇ માણસ હોડીમાં બેઠેલો હોય, અને તે દોરડું તાણીને જાણે કે કિનારાને પોતાની ભણી ખેંચતો હોય એમ દેખાય છે, પણ ખરૂં જોતાં શું થાય છે? તે પોતાનેજ કિનારા તરફ ખેંચી જાય છે; એવી રીતે પ્રાર્થના કરનારો ખ્રીસ્તી માણસ પેલા હોડીમાં બેઠેલા માણસ જેવો છે એમ કહે છે. પણ ઇસુએ બાપ વિષે જે શિક્ષણ આપ્યું છે તે જો ધ્યાનમાં રાખીએ, અને ઇસુનાં વચનો, અને મનુષ્યની પ્રેરકબુદ્ધિ અને અનુભવ એ બધાં ધ્યાનમાં રાખીએ તો પ્રાર્થનાની વિરૂદ્ધ કોઇ પણ દલીલો નિભી શકે તેમ નથી. ઇસુ કહે છે કે, "માગો, તો તમને અપાશે; શોધો, તો તમને જડશે; ઠોકો, તો તમારે સારૂ ઉઘાડાશે" (માત્થી ૭; ૭). એ ઉપરાંત તે આપણને ખાતરી આપે છે કે આપણા કાલાવાલા ઇશ્વરના હ્રદય ઉપર અસર કીધા વગર રહેતા નથી. બાપ તરીકે ઇશ્વર પોતાના છોકરાઓના કાલાવાલા સાંભળે એવો છે; જે સહજમાં પ્રાપ્ત ન થાય, તે આગ્રહને લીધે મળશે (જુઓ લુક ૧૮; ૧-૮: ૧૧; ૫-૮). અને જેઓ ઇસુ પર વિશ્વાસ રાખે છે, અને જેઓનાં અંતઃકરણમાં ઇસુના શબ્દો ઠસી ગયા છે, તેઓની પ્રાર્થના–ઇસુને નામે કરેલી પ્રાર્થના–નો જવાબ નિઃસંશય મળશે, એવાં વચનો આપવામાં આવે છે (યોહ. ૧૪; ૧૩: ૧૫; ૧૬: ૧૬; ૨૩, ૨૪, ૨૬, ૨૭). પ્રાર્થના તો એક દૈવી મર્મ છે. જ્યારે આપણે ઇશ્વર અને મનુષ્ય વિષે, અને મનુષ્યમાં દેવના આત્માના વસવા વિષે વધારે ઉંડું જ્ઞાન પ્રાપ્ત કરીશું ત્યારે પ્રાર્થના વિષે ઇસુનું શિક્ષણ તથા તેનાં વચનો યથાન્યાય છે એવી ખાત્રી થયા વગર રહેશે નહિ. ઇસુએ આ બાબત વિષે ગંભીર ચેતવણી આપીને કહ્યું છે કે, "માણસનો દીકરો આવશે, ત્યારે તેને પૃથ્વી પર વિશ્વાસ જડશે શું?" (લુક ૧૮; ૮).

હવે ઇસુનાં બોધવચનોનો અભ્યાસ આપણે સમાપ્ત કરીએ છીએ. એ વચનોનું જેમ જેમ વધુ મનન કરીએ, જેમ જેમ એઓનો વધુ ઉપયોગ કરીએ, અને બીજા બધા જ્ઞાનની સાથે એનો મુકાબલો કરીએ, તેમ તેમ તેઓ અમુલ્ય તથા સર્વોત્તમ છે, એમ આપણને આપોઆપ

માલમ પડશે. આપણને ખાતરી થશે કે ઇસુમાંથી જીવનનો મોટો અને સત્ય પ્રકાશ નીકળે છે. લગભગ બે હજાર વર્ષ વહી ગયાં છે, અને તે દરમ્યાન ઘણી ઘણી તકરારો ઉઠી છે, અને ઘણી ઘણી શોધો થઇ છે; આપણો પોતાનો જમાનો નવા નવા વાદવિવાદ અને મનુષ્યજ્ઞાનના બહોળા વિસ્તાર સાથે પસાર થતો જાય છે, એમ છતાં પીતર જે શબ્દો બોલ્યો તેજ શબ્દો હાલ આપણા મ્હોમાંથી નીકળે છે—"પ્રભુ, અમે કોની પાસે જઈએ? અનંતજીવનની વાતો તો તારી પાસે છે" પણ ઇસુનાં વચનો મુલ્યવાન છે, એમ માનવાની સાથે મંડળીને એવો વિશ્વાસ છે કે તેનાં તમામ વચનો કરતાં તે પોતે વધારે મોટો છે; અને તેના પોતાના શિક્ષણથી આપણે જોયું છે કે તે શિક્ષણ કરતાં પણ વધારે મોટો આશીર્વાદ આપણને ઇસુથી મળે છે. જે આત્મિક જીવન તેની સાથેના સમાગમથી આપણને મળે છે તે તેના શિક્ષણ કરતાં વધારે મોટું દાન છે; અને આકાશમાંના રાજ્યાસન પર બેઠેલો પ્રભુ ઇસુ આપણને ખાત્રીથી કહે છે કે,—

"હું જીવું છું, તેથી તમે પણ જીવશો."

---